

तत्सत्परमात्माने नमः

# वेदान्त प्रक्रिया

अथवा

# षट्पदी.

યોજક:

[illegible]તિ—ખંભાત.

પ્રસિદ્ધકર્તા:

[illegible]તિ મુકુન્દાશ્રમજી.

[illegible]ભાત.

મૂલ્ય (યોગ્ય અધિકારીઓને ભેટ.)

ઇસ્ટ આફ્રિકામાંથી વિદ્યા વૃદ્ધિ માટે મળેલ નાણાંના વ્યાજમાંથી આ પુસ્તક પ્રસિદ્ધ કરવામાં આવેલ છે.

"વ્યવસ્થાપક"



तत्सत्परमात्माने नमः

# वेदान्त प्रक्रिया

अथवा

# षट्पदी.

યોજક:

यति मुकुन्दाश्रमजी.

खंभात.

પ્રસિદ્ધકર્તા:

યતિ—ખંભાત.

મૂલ્ય ( યોગ્ય અધિકારીઓને ભેટ. )

ઇસ્ટ આફ્રિકામાંથી વિદ્યા વૃદ્ધિ માટે મળેલ નાણાંના વ્યાજમાંથી આ પુસ્તક પ્રસિદ્ધ કરવામાં આવેલ છે.

"વ્યવસ્થાપક"

ॐ

तत्सत्परमात्मने नमः

# प्रस्तावना.

આ ગ્રંથજ એક પ્રકારે પ્રસ્તાવનારૂપ છે એટલે તેને પ્રસ્તાવનાની અગત્ય નથી, છતાં સહેતુક કાંઇ લખવા ધાર્યું છે તેને સંક્ષેપમાંજ પૂર્ણ કરીશું.

સંસારના સમગ્ર પ્રાણીઓના અંતઃકરણમાં એ ઇચ્છા છે કે **सुखं मे भुयात्** મને સુખ હો-થાઓ. પરંતુ સુખના સ્વરૂપ ને સમજ્યા વિના તે મેળવીજ શકાતું નથી. માટે પ્રથમ સત્ય સુખને સમજવું જોઇએ. તેને યથાર્થ સમજાવનાર વેદાન્ત છે. પરંતુ તે ભાવવાહી વિષય પોવાથી બહિર્મુખ પંડિતો પણ તેને સમજવા મંથન કરે છે તો પછી સાધારણ સમાજની તો વાતજ શી ? છતાં જેના અંતઃકરણમાં શ્રદ્ધા ભક્તિ વિશેષ હોય છે તે જીવાત્મા જો સાધન સાધ્ય કરી યત્ન કરે તો જરૂર સુખને પ્રાપ્ત કરી શકે છે. તેવા પ્રકારના ઉપાયનેજ આ લઘુ ગ્રંથમાં બતાવવામાં આવેલ છે.

વ્યવહારમાં વિહરતા સર્વ ભાઇઓને એતો અનુભવ છે કે શબ્દો ગમે તેવા બોલવામાં આવે પરંતુ તેમાંની મતલબ તો કહેનાર અને સાંભળનારની ભાવના પ્રમાણેજ ગ્રહણ કરાતી જોવામાં આવે છે. તેજ પ્રમાણે વેદાન્તભાવના સમજાવવાને જે શબ્દો અને પ્રક્રિયાઓ નક્કી કરેલ છે તેના અર્થોનાં સ્વરુપ આ લઘુ ગ્રંથમાં યોજેલ છે. તેને બરાબર સમજી પછીથી જો વેદાન્તનો વિચાર કરવામાં આવે છે તો વિચારકને વધારે સરલતા થાય એ આશયથી તેવા શબ્દો અને તેનાં લક્ષણો બતાવવામાં આવેલ છે તો સુજ્ઞો સાર ગ્રહણ કરશે.

ખંભાતમાં શત્રુઘ્ન ઉર્ફે બાલાજી મહારાજ નામે એક મહાત્મા થઈ ગયા છે. તેમની રચેલી અને શ્રીમાન્ શેઠ માણેકલાલ મોતીલાલે સં. ૧૯૫૯ માં પ્રસિદ્ધ કરેલ "ષટ્પદી વેદાન્ત પ્રક્રિયા" નામે એક પુસ્તકના આધારેજ આ કાંઈક વિસ્તૃતરૂપે કરવામાં આવેલ છે. અને પદના છંદોમાં તથા શબ્દોમાં તેમજ ટીકામાં છૂટથી ફેરફાર કરેલ છે. છતાં મૂળતો તેજ છે એટલે તે કૈવલ્ય ધામ-વાસી નિર્વાણ પામેલ મહાત્માનો ખાસ ઉપકાર માનવામાં આવે છે.

પુસ્તકને પ્રેસમાં મોકલ્યા પછી શરીર પ્રકૃતિ અસ્વસ્થ થતાં પ્રુફ સુધારવાનું કાર્ય બીજા માણસોને હાથે લેવું પડયું જેથી ઘણી ભૂલો રહેલી છે જેનું શુદ્ધિપત્ર આપવામાં આવેલ છે છતાં દૃષ્ટિ દોષથી રહી ગયેલ હોય તો સુજ્ઞો સુધારી લેશે.

છેવટ કહેવાનો આશય એજ છે કે આ પ્રક્રિયાઓ વેદાન્તના અન્ય ગ્રંથોની ગાઇડ-દોરનારં છે તેથી તેના વિ ષ વિવેચનની અત્રે અગત્ય નથી. વાંચકો કહેલી બાબત મુખે કરી સાધનોને આચારમાં ઉતારશે તો તેમને અનેકઘા લાભ થશે અને લેખકની મહેનત સાર્થક થશે કવિતાના છંદને સ્વરૂપના રક્ષણ કરતાં, વેદાન્તના શબ્દોના સંરક્ષણ પર વિશેષ લક્ષ આપેલ છે તેથી કાવ્ય દોષક્ષન્તવ્ય છે. સુજ્ઞેષુ કિં બહુના.

ૐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ

**ખંભાત, ૧૯૮૧**
બળેવ
ચંદનલક્ષ્મી પાઠશાળા.

**યતિ મુકુન્દાશ્રમ.**



तत्सत्परमात्मने नम:

# वेदान्तप्रक्रिया

अथवा

# षट्पदी.

## मंगलम्.

गगनमिव गभीरं सर्वविघ्नैर्विहीनं
पवनइव जनानामन्तरे वर्तमानम् ।
तपनइव दुरं ताद्यत्तमो नाशयन्तं
गहनसुमहिमानं तन्मुकुन्दं नमामि ॥

ભાવાર્થ—આકાશ સમાન જે ગભીર છે, સર્વ પ્રકારનાં વિઘ્નોથી જે રહીત છે, પ્રાણીમાત્રના અંતરમાં પવનની પેઠે જે વર્તમાન છે, જે સૂર્યની પેઠે દૂરથીજ અંધકાર (અજ્ઞાન)નો નાશ કરી નાખે છે. એવા ગહન મહિમાવાળા શ્રીમુકુન્દને નમસ્કાર કરૂં છું.

## પદ ૧ લું.

### સવૈયા.

સકલ ચરાચર જે આ જગતે, [1]દગથી દેખી ઇશ્વરરૂપ,
વેદ વચન એ શિરપર ધારી, સમજુ એ નિત્ય રહેવું ચૂપ;

---

[1] આંખ.

રજ્જુ સ્વરૂપે ભ્રાન્તિ પડતાં, દિસે છે જેમ સર્પાકાર,
[1]વિવર્ત્ત ન્યાયે ત્યમ જગરૂપે, ભાસે છે [2]આદિૐકાર. ૧
સદ્‌ગુરૂ સાન વિના નવ સમજે, પંડિત પણ પરમારથરૂપ,
ગુરૂ છતાં અધિકાર વિના તે, હૃદય ઠરે નહિ [3]તત્ત્વ અનૂપ;
અધિકાર દૈશિક સ્વરૂપનો, સમજાવું સંક્ષેપે સાર,
વિતર્ત્ત ન્યાયે સહુ જગરૂપે, ભાસે છે આદિૐકાર. ૨
શાન્ત, દાન્ત, નિર્ભ્રાન્ત સદાએ. વેદ અર્થનો પ્રીછે પાર,
રાગદ્વેષથી દૂર અતિએ, વૃત્તિ નિર્મળ [4]બ્રહ્માકાર;
જીવભાવના સહજ ભૂલાવે, જોડી [5]तत्‌-त्वमसिનો તાર,
વિવર્ત્ત ન્યાયે સહુજગરૂપે, ભાસે છે આદિ ૐકાર. ૩
[6]અભાન, [7]ચંચળતાને [8]મળ તે, દોષ સહુ માનવને ઉર,
નિષ્કામી થઇ પાપ વિદારે, [9]ક્ષોભ કરે ભક્તિથી દૂર;
સાધન ચાર અભાન સહિતતે, ઓળખાવે નરનો અધિકાર,
વિવર્ત્ત ન્યાયે સહુ જગરૂપે, ભાસે છે આદિ ૐકાર. ૪
હૌ અધિકારી શ્રદ્ધા ધારી, પામી જગતથકી ઉપરામ,
શ્રુતિ [10]આજ્ઞાનુગામી થઇને, ચાલ્યો શ્રીસદ્‌ગુરૂને ધામ;
[11]ત્રિવિધતાપથી આપ પીડાયો, આપ કરો મમ બેડો પાર,
વિવર્ત્ત ન્યાયે સહુ જગરૂપે, ભાસે છે આદિ ૐકાર. ૫
ડરીશમાં તું દિલથી દાના, અખંડ આનંદ તારૂ રૂપ,
વૃથા કલ્પનાથી માને છે, પડયો કષ્ટને કૂડે કૂપ;

---

૧ રૂપાન્તર, ૨ પ્રણવ, ૩ બ્રહ્મજ્ઞાન, ૪ પરમાત્મામાં લક્ષ, ૫ तत्‌=ते+त्वं=तुं+असि=छे. તે તું છે. ૬ અજ્ઞાન, ૭ વિક્ષેપ, ૮ પાપ, ૯ વ્યગ્રતા, ૧૦ હુકમને અનુસરીને, ૧૧ ત્રણ પ્રકારના તાપ

નથી [1]સંસૃતિ કાળ ત્રાયમાં, વિલસે બ્રહ્માનંદ અપાર,
વિવર્ત ન્યાયે સહુજગરૂપે, ભાસે છે આદિ ૐકાર. ૬
નથી દુઃખને દુનિયાં દયતો, કરે સહુ શાનો પોકાર,
કૃપાસિંધુ કરૂણા વર્ષાવી, સમજાવો એ મુજને સાર;
કેવા ઉપાયો કરવાથી, અળગું થાએ દુઃખનું દ્વાર,
વિવર્ત ન્યાયે સહુ જગરૂપે, ભાસે છે આદિ ૐકાર. ૭
ગુરૂ કહે વેદાન્ત વિચારે, સહુ કલ્પના પામે નાશ,
સ્વરૂપ મધ્યે સહજ સમાતાં, તૂટે જનમ મરણનો ત્રાસ;
કહું [2]પ્રક્રિયા તેની સર્વે, શાન્ત થઇને ચિત્તમાં ધાર,
વિવર્ત ન્યાયે સહુ જગરૂપે, ભાસે છે આદિ ૐકાર. ૮
સદ્ગ્રંથોનું સ્વરૂપ સમજવા, પ્રથમ કહું તુજને [3]અનુબંધ,
પંડિતજન પેખીને પ્રેમે, પછી વિચારે એજ પ્રબંધ;
વિષય સમ્બન્ધ પ્રયોજનને વળી, ચોથો તેમાં છે અધિકાર,
વિવર્ત ન્યાયે સહુ જગરૂપે, ભાસે છે આદિ ૐકાર. ૯
શાસ્ત્ર [4]પ્રમા અજ્ઞાન નિવારે, વિષય કહે તેને વિદ્વાન્,
જે માટે અધિકારી પ્રવર્તે, પરમ પ્રયોજન તેને માન;
સ્વરૂપ તણી નહિ સાન જેહને, હોય તથાપિ સાધન ચાર,
વિવર્ત ન્યાયે સહુ જગરૂપે, ભાસે છે આદિ ૐકાર. ૧૦
ગ્રંથ [5]જનકને જ્ઞાનજન્ય છે, સમ્બન્ધ આદિ બીજા સર્વ,
સમજી શાણાઓ પાસેથી, સદા ત્યાગવો દિલનો ગર્વ;
સ્નેહધરી તુજને સમજાવું, સાધન આઠતણો વિસ્તાર,
વિવર્ત ન્યાયે સહુ જગરૂપે, ભાસે છે આદિ ૐકાર. ૧૧

---

૧ સંસાર, ૨ વ્યવસ્થા, ૩ આરંભ, ૪ જ્ઞાન ૫ ઉત્પન્ન કરનાર

નિત્યાનિત્ય વસ્તુ સમજાવે, વિવેક સહુ સાધનનું મૂળ,
[1]ઇહામૂત્રના ભોગ વિરાગી, સમજે છે નિજ મનથી ધૂળ;
શમ, દમ, શ્રદ્ધા તથા તિતિક્ષા, સમાધાન ઉપરામ, અપાર,
વિવર્ત્ત ન્યાયે સહુ જગરૂપે, ભાસે છે આદિ ૐકાર. ૧૨
મન વશને શમ કે વિદ્વાનો, ઇન્દ્રિયનિગ્રહ દમ છે નામ,
વેદગુરૂવચનોમાં ભક્તિ, અખંડ સુખનું શ્રદ્ધા ધામ;
સર્વ દ્વન્દ્વને સહે સ્નેહથી, કરે નહિ કોનો [2]પ્રતિકાર,
વિવર્ત્ત ન્યાયે સહુ જગરૂપે, ભાસે છે આદિ ૐકાર. ૧૩
ચિત્તલાલનને સઘ સંહારી, બુદ્ધિ સ્થાપે બ્રહ્મ સ્વરૂપ,
સમાધાન તે સમજી લેવું, કહે સહુકો કોવિદ ભૂપ;
બાહ્યમતિને દૂર કરીને, વૃત્તિ રાખે બ્રહ્માકાર,
વિવર્ત્ત ન્યાયે સહુ જગરૂપે, ભાસે છે આદિ ૐકાર. ૧૪
ઉત્કટ ઇચ્છા અંતર રાખી, બ્રહ્મ સ્વરૂપમાં ધારે રાગ,
મુમુક્ષુ તેને જાણી લેવો, જિજ્ઞાસુ પણ તે મહા ભાગ;
શ્રવણ, મનન, નિદિધ્યાસનને વળી, તત્ત્વં પદનો કરે વિચાર,
વિવર્ત્ત ન્યાયે સહુ જગરૂપે, ભાસે છે આદિ ૐકાર. ૧૫
બ્રહ્મનિષ્ઠ ગુરૂમુખથી સ્નેહે, શ્રવણ કરે વેદોના અર્થ,
સાધક, બાધક, યુક્તિઓથી, તોડે સહુ નિજમનના તર્ક;
નિશ્ચયને અવલંબી ચાલે, નિદિધ્યાસનનો એ છે સાર,
વિવર્ત્ત ન્યાયે સહુ જગરૂપે, ભાસે છે આદિ ૐકાર. ૧૬
તત્પદ ઇશ્વરનું વાચક છે, ત્વં પદવાચક કહાવે જીવ,
ઉભય ખોળીને અભેદ સમજે, સ્વયં શુદ્ધ થાયે તે શિવ;

---

૧ આલોક અને પરલોક, ૨ બદલો, (અટકાવ).

કૈવલ્ય મુક્તિ તેને કહીએ, અન્ય કોઇ માને છે ચાર,
વિવર્ત્ત ન્યાયે સહુ જગરૂપે, ભાસે છે આદિ ૐકાર. ૧૭
વસે જઇ વૈકુંઠે તેને, કહે મુક્તિ સાલોક્ય સ્વરૂપ,
પ્રભુ સાનિધ્યે સદા રહેજે, તે સામીપ્ય કહાવે રૂપ;
દેવરૂપ સારૂપ્ય સમજવી, મુકુન્દસમ સાયુજ્યાકાર,
વિવર્ત્ત ન્યાયે સહુ જગરૂપે. ભાસે છે આદિ ૐકાર. ૧૮

## પદ ૨ જું.

### હરિગીતની ચાલ.

નિજરૂપને જાણ્યા વિના, ભવમાંહિ જીવ રહે પડી,
પૂરૂં કરે જીવન વૃથા, ચો ખાણું માહે આથડી;
ઉદ્‌ભિજ[1], અંડજ[2], સ્વેદ(જ)[3] ઉલ્ખજ[4], એમ ખાણો ચાર છે,
વિવર્ત્ત ન્યાયે સર્વ સૃષ્ટિ. નિત્યસત ૐકાર છે. ૧
ઉલ્ખથી આવૃત થઇને, જન જનાવર થાય છે,
સર્પ પક્ષી આદિ સર્વે, અંડજ કહેવાય છે;
વૃક્ષવેલી ઉદ્‌ભિજો, જૂ સ્વેદનો આકાર છે,
વિવર્ત્ત ન્યાયે સર્વ સૃષ્ટિ, નિત્ય સત ૐકાર છે. ૨
[5]અવ્યક્ત શક્તિ ઇશની, ત્રિગુણાત્મિકા સહુથી પરા,
સહુ પૃથક્ પાંચે ભૂતની, આવી તહીંથી પરંપરા,
પંચીકરણ તેનું થયું તે, સંસૃતિ આધાર છે,

---

૧ પૃથ્વીમાંથી થનાર, ૨ ઇંડામાંથી થનાર, ૩ પરસેવામાંથી થનાર, ૪ ઓરમાં થનાર, ૫ ન દેખાય તેવી.

વિવર્ત્ત ન્યાયે સર્વ સૃષ્ટિ, નિત્યસત્ ૐકાર છે. ૩
આકાશ આદિ ભૂતના, સમભાગ ભાવેથી કરી,
પ્રત્યેકમાંથી એક લઇ, ચરચાર ભાગ કરી ફરી;
પ્રથમ રહેલા અર્ધમાં, તે એકએકને ધારજે,
વિવર્ત્ત ન્યાયે સર્વ સૃષ્ટિ, નિત્ય સત્ ૐકાર છે. ૪
આકાશ, વાયુ, અગ્નિ જળને, ભૂમિ પાંચે ભૂત એ,
કહી તેહના પંચીકરણની, રીતમં અદ્ભુત તે;
પાંચના પચીશ તે જયમ, વસ્ત્ર માંહે તાર છે,
વિવર્ત્ત ન્યાયે સર્વ સૃષ્ટિ, નિત્ય સત્ ૐકાર છે. ૫
સત્વ ગુણનું કાર્ય મહા-કારણું સદઃ કહેવાય છે,
ભળતાં અવિદ્યાની ઉપાધિ, દેહ કારણ થાય છે;
પરિચ્છિન્ન પાંચ ભૂતમાંથી, વાસના આકાર છે,
વિવર્ત્ત ન્યાયે સર્વ સૃષ્ટિ, નિત્ય સત્ ૐકાર છે. ૬
પાંચે ભળેલાં ભૂતનો આ, દૃષ્ટિગોચર દેહ છે;
તુર્ય, નિદ્રા, સ્વપ્ન, જાગ્રત ક્રમ અવસ્થા તેહ છે;
અંતઃકરણનાં ચિત્ત, મન, બુદ્ધિ અને અહંકાર છે,
વિવર્ત્ત ન્યાયે સર્વ સૃષ્ટિ, નિત્ય સત્ ૐકાર છે. ૭
વાક્[૧] પાણિ[૨], પાદ[૩] પાયુ[૪], શિશ્ન[૫], સાધન કર્મનાં,
શ્રોત્ર[૬], ત્વક્[૭] ને ચક્ષુ[૮], રસના[૯], ઘ્રાણ[૧૦] કારણ જ્ઞાનનાં;
અર્ધમાત્રાને મકાર ઉકાર, તેમ અકાર છે,
વિવર્ત્ત ન્યાયે સર્વ સૃષ્ટિ, નિત્ય સત્ ૐકાર છે. ૮

---

૧. વાણી, ૨ હાથ, ૩ પગ, ૪ ગુદા, ૫ મૂત્ર ઇન્દ્રિય, ૬ કાન, ૭ ચામડી, ૮ આંખ, ૯ જીભ, ૧૦ નાક,

વળી વૈખરી છે મધ્યમા' પશ્યન્તિ ને વાણીપરા,
[1]વદન, [2]ગ્રીવા, હ્રદય, મૂર્દ્ધા, સ્થાન તે તેનાં ખરાં;
અભિમાની તેના વિશ્વ તૈજસ, પ્રાજ્ઞ તુર્યાકાર છે,
વિવર્ત્ત ન્યાયે સર્વ સૃષ્ટિ, નિત્ય સત ૐકાર છે. ૯

રહે જાગ્રતિમાં નેત્રસ્થાને, સ્વપ્નમાં કંઠે વસે,
હ્રદયે સુષુપ્તિ સમે પડી, મૂર્દ્ધા વિર્ષ તુર્યે ઠસે;
સ્થૂળ સૂક્ષ્મ સુખ તે, આનંદ ભાસાકાર છે,
વિવર્ત્ત ન્યાયે સર્વ સૃષ્ટિ, નિત્ય સત ૐકાર છે. ૧૦

ક્રિયાશક્તિ, જ્ઞાનશક્તિ, દ્રવ્ય ને ઈચ્છા ખરી,
રજો, સત્વ, તમસ્ ગુણોને, શુદ્ધ સત્વ રહે ધરી;
સપ્તદશતત્ત્વોતણું એ, [3]લિંગ દુઃખાગાર છે,
વિવત્ત ન્યાયે સર્વ સૃષ્ટિ, નિત્ય સત ૐકાર છે. ૧૧

લક્ષ્મી અને તલવાર કેરા, કોશ રક્ષક જેમ છે,
ત્રય દેહ માંહે પાંચ કોશો, આત્મઆચ્છાદક તેમ છે;
અન્નમયને પ્રાણ, મન, વિજ્ઞાન કોશો ચાર છે,
વિવર્ત્ત ન્યાયે સર્વ સૃષ્ટિ, નિત્ય સત ૐકાર છે. ૧૨

આનંદમય છે પાંચમો, રૂપો હવે તેનાં કહું,
અન્નમયનાષટ્ વિકારો, પ્રાજ્ઞજન કહેતા સહુ;
જન્મ, અસ્તિ, વૃદ્ધિ, ક્ષય, પરિણામ, મૃત્યુદ્વાર છે,
વિવર્ત્ત ન્યાયે સર્વ સૃષ્ટિ, નિત્ય સંત્ ૐકાર છે. ૧૩

---

૧ મુખ, ૨ કંઠ, ૩ સૂક્ષ્મ શરીર. ૪ ભંડાર સ્થાન, ૫ ઢાંકનાર.

લિંગ દેહે કોશત્રય છે, પ્રાણ, મન, [1]મેધાતણા,
અજ્ઞાન કારણ એહનુ, સંશય જહા ઉપજે ઘણા;
પ્રાણમય જે કોશ છે તે, પંચપ્રાણાકાર છે,
વિવર્ત્ત ન્યાયે સર્વ સૃષ્ટિ, નિત્ય સત્ ૐકાર છે. ૧૪
શ્રોત્ર, ત્વક્ ને ઘ્રાણ, રસના, ચક્ષુને બુદ્ધિ મળી,
વિજ્ઞાન મય એ કોશ ભોક્તા, જીવ જયાં રહે છે કળી:
કર્મેન્દ્રિયોને મન મળી, મન કોશનો વિસ્તાર છે,
વિવર્ત્ત ન્યાયે સર્વ સૃષ્ટિ, નિત્ય સત્ ૐકાર છે. ૧૫

મૂલા અવિદ્યાની મહીં, આનંદ કેરો કોશ છે,
કારણ વિષે પ્રતિબિંબ, તોએ આતમા નિર્દોષ છે;
કર લક્ષણાથી લક્ષ્ય તેને, પંચકોશની પાર જે,
વિવર્ત્ત ન્યાયે સર્વ સૃષ્ટિ, નિત્ય સત્ ૐકાર છે. ૧૬

મહાકારણ દેહ ચોથો, વૃત્તિથી ઉપહિત છે,
નિત્ય, શુદ્ધ, અપાર, વ્યાપક, આદિકારણ ઇષ્ટ છે.
નિગમ વદતા નેતિ, નેતિ, વાણી શૂન્યા કાર છે,
વિવર્ત્ત ન્યાયે સર્વ સૃષ્ટિ. નિત્ય સત્ ૐકાર છે. ૧૭
ત્વંપદ તણું શોધન કહ્યુ, તેને પ્રકાશે આતમા,
અવિદ્યા ઉપાધિ ટાળતાં, જીવ શુદ્ધ છે પરમાતમા;
મુકુન્દ કેરી મ્હેર વધતાં, સત્ય સુખાગાર છે,
વિવર્ત્ત ન્યાયે સર્વ સૃષ્ટિ, નિત્ય સત ૐકાર છે. ૧૮

---

૧ બુદ્ધિ.

## પદ ૩ જું.

### ચોપાયા

આદિ ઇશ્વર હિરણ્યગર્ભથી, માયા પુરૂષ વિરાટે,
માયાથી મહતત્ત્વ ઉપજ્યું, તે છે સર્વે ઠાઠે;
અહંકાર શુદ્ધ ત્યાંથી ઉપજી, ત્રિગુણ ને વિસ્તારે,
વિવર્ત્ત ન્યાયે સઘળી સૃષ્ટિ, સમાય છે ૐકારે. ૧
પંચભૂત તન્માત્રા તમથી, રજ (થી) કર્મેન્દ્રિય પ્રમાણો,
સત્વ ગુણથી અંતઃકરણો, દેવચતુર્દશ જાણો:
જ્ઞાનેન્દ્રિયના, દિક,[1] વાયુને, સૂર્ય વરૂણ[2] કુમારે,
વિવર્ત્ત ન્યાયે સઘળી સૃષ્ટિ, સમાય છે ૐકારે. ૨
કર્મેન્દ્રિયનાં કહું દેવતા, સહજ લક્ષમાં રાખો,
અગ્નિ, ઇન્દ્ર, ઉપેન્દ્ર, પ્રજાપતિ, યમ એ પાંચે ભાખો;
છે સુર[3] અંતઃકરણ તણા શશી, અજ,[4] હરિ, હર, એ ચારે,
વિવર્ત્ત ન્યાયે સઘળી સૃષ્ટિ, સમાય છે ૐકારે. ૩
સપ્ત પ્રકૃતિ બને વિકૃતિ, તેના સોળ વિકારો,
સૌનું આદિ કારણ માયા, સાન્ત અનાદિ ધારો;
પુરૂષ અસંગિ છે વેદાન્તે, સાંખ્યે પણ સ્વીકારે,
વિવર્ત્ત ન્યાયે સઘળી સૃષ્ટિ, સમાય છે ૐકારે. ૪
કર્તા, ભોક્તા, જડને વિભુ[5] છે, નૈયાયિક એમ માને,
વેદમતે ભોક્તા જડ નહિ તે, વ્યાપક છે સહુ ઠામે;
તે ચૈતન્યના અમે ઉપાસી. સમજ્યા ગુરૂ ઇસારે,
વિવર્ત્તન્યાયે સઘળી સૃષ્ટિ, સમાયે છે ૐકારે. ૫

---

૧. દિશા, ૨ અશ્વિનીકુમાર. ૩ દેવતા ૪ બ્રહ્મા ૫. વ્યાપક

શક્ય સમ્બન્ધી જાણ લક્ષણા, પદાર્થ શક્ય કહાવે
શ્રુતપદનો જ્યાં અભાવ હોયે, તહાં લક્ષણા આવે,
જહદજહતને ભાગત્યાગએ તે છે ત્રણ પ્રકારે,
વિવર્ત્ત ન્યાયે સઘળી સૃષ્ટિ, સમાય છે ૐકારે, ૬

શક્ય તજીને શક્ય સમ્બન્ધી, જહાં દૃષ્ટિએ આવે,
"ગંગા માંહી ગામ" કહેતાં, જહત્ લક્ષણા કહાવે;
શક્ય સહિત જ્યાં હોય સમ્બન્ધી, અજહત્ એમ ઉચ્ચારે;
વિવર્ત્ત ન્યાયે સઘળી સૃષ્ટિ, સમાય છે ૐકારે. ૭

શક્ય અર્થના એક દેશને, તજી અર્થ જ્યાં કહીએ,
તત્વમસિ એ મહાવાક્યને, ભાગત્યાગથી લહીએ;
"દોડે છે રાતો" એ સ્થળમાં અજહત્ નામ પુકારે,
વિવર્ત્ત ન્યાયે સઘળી સૃષ્ટિ, સમાય છે ૐકારે. ૮

રૂઢી, ગૌણી, તથા લક્ષણા, શક્તિ, મળીને ચારે,
શબ્દ બોધમાં અતિ ઉપયોગી, એહ વાત વિચારે;
પરંપરાથી ઉતરી આવે, રૂઢીનામ ઉચ્ચારે,
વિવર્ત્ત ન્યાયે સઘળી સૃષ્ટિ, સમાય છે ૐકારે. ૯

ગુણ થકી જ્યાં ભેદ ટળે ત્યાં, ગૌણી લક્ષણા કહીએ,
"દેવદત્ત છે સિંહ" દાખલો, તેનો જાણી લઇએ;
આકાંક્ષા, યોગ્યતા, સંનિધિ, તાત્પર્ય તે ચારે,
વિવર્ત્ત ન્યાયે સઘળી સૃષ્ટિ, સમાય છે ૐકારે. ૧૦

હોય એક પદ અવર પદોની, આપ અપેક્ષા રાખે;
બુદ્ધિમાન વિચાર કરીને, આકાંક્ષા એ ભાખે;

તે સંનિધ કહેવાય શબ્દનુ, જયા સામીપ્ય ઉચ્ચારે,
વિવર્ત્ત ન્યાયે સઘળી સૃષ્ટિ, સમાય છે ૐકારે. ૧૧
પદાર્થના તાત્પર્ય વિષે-નહિ બાધ યોગ્યતા તે છે,
પદાર્થ પ્રતિતિ જનન યોગ્યતા, તે તાત્પર્ય વદે છે;
ભોજન વેળા સૈંધવ માગે. અશ્વ નહિ કો ધારે.
વિવર્ત્ત ન્યાયે સઘળી સૃષ્ટિ, સમાય છે ૐકારે.
શબ્દબોધ માટે ઉપયોગી, ષટ્લિંગ સાધન સારૂં,
શાસ્ત્ર વિધેથી સારગ્રહીને, ત્યાગો દશ્ય નઠારૂં;
મુકુન્દમાં મન સદા રહીને, વહેનુ સ્વરૂપાધારે,
વિવર્ત્ત ન્યાયે સઘળી સૃષ્ટિ, સમાય છે ૐકારે. ૧૩

---

## પદ ૪ થું.

### ચોપાયા.

શાસ્ત્ર પ્રણાલિ સત્ય સ્વરૂપને; સહજકરી સમજાવે,
દોષ પ્રમાણો જાણ્યાવિણ તે, કદિ નજરમા નાવે;
તે માટે કહું સ્વરૂપ તેહનાં, સમજીલે ઇસારે,
વિવર્ત્ત ન્યાયે સઘળી સૃષ્ટિ, સમાય છે ૐકારે. ૧
આત્માશ્રયને અન્યોન્યાશ્રય, ચક્રિકા છે ત્રીજો,
અનવસ્થા નામે ચોથો છે, દોષ દેખી નવ ખીજો;
પોતાનો કર્તા પોતે તે, આત્માશ્રયને ધારે,
વિવર્ત્ત ન્યાયે સઘળી સૃષ્ટિ, સમાય છે ૐકારે. ૨
એક બીજાને રહે આશ્રયે, અન્યોન્યાશ્રય એ છે,
ઘટપટ ને આધારે જાણો, પટઘટ માંહે ટકે છે;

પ્રથમ, બીજું ત્રીજું ને પહેલું ફરે ચક્ર આકારે,
વિવર્ત્ત ન્યાયે સઘળી સૃષ્ટિ. સમાય છે ૐકારે. ૩

કારણ કેરો અંત ન આવે, અનવસ્થાએ કહીએ,
સમ્બન્ધ સર્વનો પ્રમાણુ સાથે. સ્વરૂપ તેના લહીએ.
ષટ્ પ્રમાણુને ભટ્ટ ગણે છે, વેદાન્તિ સ્વીકારે,
વિવર્ત્ત ન્યાયે સઘળી સૃષ્ટિ, સમાય છે ૐકારે. ૪

પ્રત્યક્ષને અનુમાન, અર્થની આપત્તિ એ નામે,
શબ્દ અને ઉપમાન પાંચમું, અનુપલબ્ધી એ ઠામે;
તે પ્રત્યક્ષ, વિષય ઇન્દ્રિયનો, જ્યાં સમ્બન્ધ વધારે,
વિવર્ત્ત ન્યાયે સઘળી સૃષ્ટિ, સમય છે ૐકારે. ૫

અનુમાન છે પ્રમાણુ બીજું, સ્વરૂપ સાંભળ તેનું,
પક્ષ, સાધ્ય. હેતુ સહહોયે, જ્યાં દૃષ્ટાન્ત મજેનું,
દિવસે અપવાસી ચણુ જાડો, અર્થાપત્તિ ઉચ્ચારે,
વિવર્ત્ત ન્યાયે સઘળી સૃષ્ટિ, સમાય છે ૐકારે. ૬

આપ્ત વચન જ્યાં પ્રાપ્ત થાય ત્યાં, શબ્દ માન કહેવાશે,
અણજાણ્યુ સાદૃશ્ય સમજાવે, ત્યાં ઉપમાન ગણાશે; .
છે અસ્તિત્વ છતાં અપ્રાપ્તિ, અનુપલબ્ધિ એ ધારે,
વિવર્ત્ત ન્યાયે સઘળી સૃષ્ટિ. સમાય છે ૐકારે. ૭

સ્વરૂપને વળી તટસ્થ લક્ષણ, ઇશ્વર કેરાં બે છે,
**સત્યંજ્ઞાનમનન્તં** રૂપને; ઉદ્ભવ તટસ્થ કે છે;
તે માંહે પણ ભૂલથી આવે, દોષો ત્રણ પ્રકારે,
વિવર્ત્ત ન્યાયે સઘળી સૃષ્ટિ, સમાય છે ૐકારે, ૮

અવ્યાપ્તિને અતિવ્યાપ્તિ છે, દોષ અસંભવ નામે,
અવ્યાપ્તિ તે લક્ષ્ય દેશમાં, રહે એક જે ઠામે;
અતિવ્યાપ્તિ નિજ લક્ષ્ય બતાવી, બીજાને પણ ધારે,
વિવર્ત્ત ન્યાયે સઘળી સૃષ્ટિ, સમાય છે ૐકારે. ૯

સ્વલક્ષ્યને જે નવ પરખાવે, તેહ અસંભવ થાયે,
સમ્બન્ધ ત્રણ સંયોગ અને, તાદાત્મ્ય તથા સમવાયે;
લોહ અગ્નિની અંદર વસતાં, થાય અગ્નિ આકારે,
વિવર્ત્ત ન્યાયે સઘળી સૃષ્ટિ, સમાય છે ૐકારે. ૧૦

બે વસ્તુઓ થાય એકઠી, સંયોગ તેને જાણો,
નિત્ય સંગ ધારીને રહે તે, સમવાય પરમાણો;
રહે સદા સમવાય સ્વરૂપે, સંયોગ તટસ્થ ધારે,
વિવર્ત્ત ન્યાયે સઘળી સૃષ્ટિ, સમાય છે ૐકારે, ૧૧

જાતિ વ્યક્તિ, ને ગુણ ગુણીનો, છે સમ્બન્ધ સમવાયે,
બે આંગળીએ કરી સમજાવુ, સંયોગ તરૂ ઘટકાયે;
કારણ તેનુ અવિદ્યા કહીએ, સ્વરૂપ જેનાં ચારે,
વિવર્ત્ત ન્યાયે સઘળી સૃષ્ટિ સમાય છે ૐકારે. . ૧૨

અનાત્મને તે આત્મ મનાવે, અશુચિને તે શુચિ,
અનિત્યને વળી નિત્ય જણાવે, દુઃખમાં સુખની બુદ્ધિ,
એનાથી અધ્યાસ થાય જે, તે છે ચાર પ્રકારે,
વિવર્ત્ત ન્યાયે સઘળી સૃષ્ટિ, સમાય છે ૐકારે. ૧૩

**अहं न जानामि** એ બુદ્ધિ, અજ્ઞાનાધ્યાસ કહીએ,
**देहोहं** એ મતિ ઉપજતાં, કાર્યાધ્યાસને લઇએ;

અર્થાધ્યાસ થકી ભાસે છે, શુક્તિ રજતાકારે,
વિવર્ત્ત ન્યાયે સઘળી સૃષ્ટિ, સમાય છે ૐકારે. ૧૪
સ્થાણુ માંહે ચોર જ્ઞાન એ, જ્ઞાનાધ્યાસ .કહેવાએ,
જ્ઞાને અવિદ્યા નાશ થતાંએ, સર્વે સહજ સમાએ;
સત્વ વૃત્તિમાં જ્ઞાન પ્રકટતાં, સઘળું બ્રહ્માકારે,
વિવર્ત્ત ન્યાયે સઘળી સૃષ્ટિ, ;સમાય છે ૐકારે. ૧૫
અંતરનું જે વસ્તુ પ્રકાશક, પરિણામ તેજસ્વી,
વિષયાકારે જેહ થાય છે, વૃત્તિ તેજ સમજવી;
વૃત્તિ વિષયમાં અભાવ જે છે, તે છે ચાર પ્રકારે,
વિવર્ત્ત ન્યાયે સઘળી સૃષ્ટિ, સમાય છે ૐકારે. ૧૬
પ્રાગભાવ પ્રધ્વંસ અને, અન્યોન્ય નામ છે તેનાં,
ચોથો અત્યંત અભાવ કહીને, સ્વરૂપ કહું છું તેનાં;
ઘટ પૂર્વે ઘટકપાલ માંહે, પ્રાગભાવને ધારે,
વિવર્ત્ત ન્યાયે સઘળી સૃષ્ટિ, સમાય છે ૐકારે. ૧૭
ઘટ ઉપજીને ફૂટી જાતાં. પ્રધ્વંસ કહેવાએ,
ઘટમાં પટ નહિ, પટમાં ઘટના અન્યોઅન્ય મનાએ;
અનિલ રૂપ વિનાનો એ, અત્યંતાભાવ ઉચ્ચારે,
વિવર્ત્ત ન્યાયે સઘળી સૃષ્ટિ, સમાય છે ૐકારે. ૧૮
તે સર્વેથી આત્મા ન્યારો, અખંડ રૂપે ખેલે,
સ્વરૂપ તેનું તે જાણે જે, અહંતા મમતા મેલે;
મુકુન્દ માંહે મળી મરજીવા, આવે આનંદ આરે,
વિવર્ત્ત ન્યાયે સઘળી સૃષ્ટિ, સમાય છે ૐકારે. ૧૯



## પદ ૫ મું.

### સવૈયા છંદ.

દેશ, કાળ ને વસ્તુ જે છે, તેથી આત્માનો નહિ ભેદ,
અસ્તિ, ભાતિને પ્રિય સ્વરૂપે, નહિ સાક્ષીમાં કંઇએ ખેદ;
સદા સમીપને અતિ ઉદાસી, જે પોતે ચૈતન્યાકાર,
વિવર્ત્ત ન્યાયે આ જગરૂપે, ભાસે છે આદિ ૐકાર. ૧

ક્રિયા, કર્મ ને કર્તા મળીને, થાય ત્રિપુટી કેરૂં રૂપ,
તેમ પ્રમાતા, પ્રમાણને મળી, પ્રમેય પણ છે એજ સ્વરૂપ;
ધ્યેય, ધ્યાનને ધ્યાતા તેમજ, જીવ, ઇશને જગદાકાર,
વિવર્ત્ત ન્યાયે આ જગરૂપે, ભાસે છે આદિ ૐકાર. ૨

ચૌદ ભુવનનો એજ પ્રભુ છે, અધિષ્ઠાન પોતે આધાર,
ભેદ કહું છું તેના તુજને, તેને અંતર માંહિ ઉતાર;
ચૌદ લોકને ક્રિયા જણાએ, તેથી તેનો તે આધાર,
વિવર્ત્ત ન્યાયે આ જગરૂપે, ભાસે છે આદિ ૐકાર. ૩

સર્વ સૃષ્ટિનો સમાસ એમાં, અધિષ્ઠાન છે તે એ માટ,
માયાની છાયાથી ભાસે, જૂદા જૂદા એના ઘાટ;
સત્ય નહિ અસત્ય નહિ તે, ઉભય લક્ષણે માયાધાર,
વિવર્ત્ત ન્યાયે આ જગરૂપે, ભાસે છે આદિ ૐકાર. ૪

અઘટિત ઘટના પટીયસીએ અજ અનાદિ પોતે એક,
તે માયાથી રહે જે ન્યારો, અંતર માંહી ધારી વિવેક;
નષ્ટ વાસના તત્ત્વ બોધથી, પછી મનનો થાતાં સંહાર,
વિવર્ત્ત ન્યાયે આ જગરૂપે, ભાસે છે આદિ ૐકાર. ૫

વદતા વ્યાસ, વશિષ્ટ વિવેકે, પામે ત્યારે કૈવલ્ય ધામ,
મોહ મમત માયાને ત્યાગી, જપે પ્રેમથી પ્રભુનુ નામ;
માયા કારણ નાશ થતાં, ભાસે સઘળું બ્રહ્માકાર,
વિવર્ત્ત ન્યાયે આ જગરૂપે, ભાસે છે આદિ ૐકાર. ૬

નૈયાયિક કારણ ત્રણ માને, સાંભળ કહું છું તેની વાત,
અસમવાયને ઉપાદાન વળી, નિમિત્ત એવી ત્રણ છે જાત,
અન્ય મતોમાં ઉપાદાનને, નિમિત્તનો મુખ્ય આધાર,
વિવર્ત્ત ન્યાય આ જગરૂપે, ભાસે છે આદિ ૐકાર. ૭

ઉપાદાનને નિમિત્ત એક તે, કારણ માને છે વેદાન્ત,
સવ શિરોમણિ અટલ સ્વરૂપે, સુંદિર એ સમજો સિદ્ધાન્ત;
એકજ કારણથી થાતો આ, સમગ્ર સૃષ્ટિનો વિસ્તાર,
વિવર્ત્ત ન્યાયે આ જગરૂપે, ભાસે છે આદિ ૐકાર. ૮

મળી કાર્યમાં આપે ઉપજે, ઉપાદાન કારણ છે એહ,
રહે તટસ્થ જે નિર્માતા, નિમિત્ત મનમા સમજો તેહ;
કાર્ય અગર કારણ સમવાયે, અસમવાય જાણો આધાર,
વિવર્ત્ત ન્યાયે આ જગરૂપે, ભાસે છે આદિ ૐકાર. ૯

ત્રિગુણી માયા માંહિ પડે છે, અધિષ્ઠાનનું જે પ્રતિબિંબ,
ત્રણે મળીને ઇશ કહાવે, ઉપનિષદ્‌નુ એ ડિંડિમ;
ચૈતન્યને આભાસ મળીને, અવિદ્યા થાએ જીવાકાર,
વિવર્ત્ત ન્યાયે આ જગરૂપે, ભાસે છે આદિ ૐકાર. ૧૦

શુદ્ધ ચૈતન્ય છે એથી ન્યારૂ, સ્વરૂપ સત આનંદને ચિત,
બ્રહ્મવિદ્ એ મર્મ બતાવે, ગણી જગત્‌ને નિત્ય અનિત્ય;

જ્ઞાન તણી છે સપ્ત ભૂમિકા, સાથે તેનો કહુ વિસ્તાર,
વિવર્ત્ત ન્યાયે આ જગરૂપે, ભાસે છે આદિ ૐકાર. ૧૧

પ્રથમ ભૂમિકા શુભ ઇચ્છા છે, સુવિચારણા પછી ભણાય,
તનુમાનસા ત્રીજી જાણો, ચોથી સત્ત્વાપત્તિ ગણાય;
અસંશક્તિ છે સ્થિતિ પાંચમી, નિશ્ચયથી ન ડગીશ લગાર,
વિવર્ત્ત ન્યાયે આ જગરૂપે, ભાસે છે આદિ ૐકાર. ૧૨

છઠ્ઠી ભૂમિમાં થાએ મનથી, સર્વ પદાર્થ તણોજ અભાવ,
તુર્ય અવસ્થા સમજ સાતમી, જયાં ભવનો નવ ચાલે દાવ;
ચોથી ભૂમિમાં જીવન્મુક્તિ છે, ત્યાંથી આગળ સુખ અપાર,
વિવર્ત્ત ન્યાયે આ જગરૂપે, ભાસે છે આદિ ૐકાર. ૧૩

ભૂમિ પાંચમીમાં 'વર' કહાવે, છઠ્ઠી માંહે છે વરિયાન,
સપ્ત ભૂમિમાં વસે વરિષ્ટ, એક એકથી ઉત્તમ માન;
બ્રહ્મનિષ્ટને બ્રહ્મ શ્રોત્રિય, તે સદ્‌ગુરૂનું શરણું ધાર,
વિવર્ત્ત ન્યાયે આ જગરૂપે, ભાસે છે આદિ ૐકાર. ૧૪

સ્વગત સ્વજાતિ તથા વિજાતિ, બ્રહ્મ નહિ તેથી ભેદાય,
એક દેહમાં હસ્ત, પાદ તે, સ્વગત, નિરાકારે ન જણાય;
વિપ્ર માંહિ જાતિ ચોરાશી, સ્વજાતિ ભેદ તણો આચાર,
વિવર્ત્ત ન્યાયે આ જગરૂપે, ભાસે છે આદિ ૐકાર. ૧૫

બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્યાદિએ, જાણો વિજાતિ કેરૂં રૂપ,
સત્તા ત્રણ પણ તેવી રીતે, સમજાવે છે જ્ઞાની ભૂપ;
સત્તા પરમારથ છે પ્રભુની, કંઇએ તેમાં નહિ વિકાર,
વિવર્ત્ત ન્યાયે આ જગરૂપે, ભાસે છે આદિ ૐકાર. ૧૬

વ્યાવહારિકને પ્રાતિભાસિક, સત્તા બે જગ માંહિ જરૂર,
અવિનાશી તું આત્મા ન્યારો, નિશ્ચય જાણી લેને ઉર;
જળ કમળવત્ રહે જગતમાં સર્વ દુખથી, પેલેપાર,
વિવર્ત્ત ન્યાયે આ જગરૂપે, ભાસે છે આદિ ૐકાર. ૧૭
ઉપાધિવાળું ઉપહિત જાણો, હોય વિશેષણ વિશિષ્ટ તેહ,
વિશિષ્ટકેરી સાત અવસ્થા, કહું છું સાંભળ ધારી સ્નેહ:
અજ્ઞાનને આવરણ છે બીજી, ત્રીજી ભ્રાંતિ કેરી ધાર,
વિવર્ત્ત ન્યાયે આ જગરૂપે, ભાસે છે આદિ ૐકાર. ૧૮
દ્વિવિધ જ્ઞાન મળી ચતુર પંચમ, છઠ્ઠી સમજો શોકજ નાશ,
અતિહર્ષ એ અંત અવસ્થાં, તે સર્વે લેતો આભાસ;
આત્માની એકે નહિ એવુ, જાણે તે તરતો સંસાર,
વિવર્ત્ત ન્યાયે આ જગરૂપે, ભાસે છે આદિ ૐકાર. ૧૯
વેદ તણા ત્રયકાંડ કહાવે, કર્મોપાસન ને વળી જ્ઞાન,
ઉત્તમ, મધ્યમ, કનિષ્ટ એવા, અધિકારી તેના તું જાણ;
ભેદ તણો ઉચ્છેદ કરીને, આપે બ્રહ્મતણો અધિકાર,
વિવર્ત્ત ન્યાયે આ જગરૂપે ભાસે છે આદિ ૐકાર, ૨૦
જીવ, ઇશને, જીવ જડ કેરો, તેમ જીવ જીવોનો ભેદ,
જડને ઇશનો, વળી જડ જડનો, ભેદ કરે છે અંતર ખેદ;
ભેદ ભ્રમનો મર્મ ઉઘડતાં, પોતે થાય મુકુન્દાકાર,
વિવર્ત્ત ન્યાયે આ જગરૂપે, ભાસે તે આદિ ૐકાર. ૨૧

---

## પદ ૬ ઠું.

### હરિગીતની ચાલ.

છે સગુણ, નિર્ગુણને વળી, સાકાર નિરાકાર જે,
દ્વૈતને અદ્વૈત એક અનેક, શબ્દની ધાર જે;
પર્યાય સઘળા જાણવા, તેમાં નહિ તકરાર છે,
વિવર્ત્ત ન્યાયે સર્વ સૃષ્ટિ, નિત્ય સત્ ૐકાર છે. ૧
જ્ઞાનને વિજ્ઞાન સમજણ, બોધને પ્રતીતિ સહુ,
ઉપલંભ એ પર્યાય વસ્તુ, એકના તુજને કહું;
માયા, અવિદ્યાને અજા, અજ્ઞાન આદિ ધારજે,
વિવર્ત્ત ન્યાયે સર્વ સૃષ્ટિ, નિત્ય સત્ ૐકાર છે. ૨
મતવાદીઓના મત મહિં, ખ્યાતિ જુઓ તો ચાર છે,
ત્યાં ખ્યાતિ પંચમ ઉપરે, વેદાન્તનો વિચાર છે;
શૂન્ય વાદી નામ તે, ખ્યાતિ અસત્ આધાર છે,
વિવર્ત્ત ન્યાયે સર્વ સૃષ્ટિ, નિત્ય સત્ ૐકાર છે. ૩
વિજ્ઞાન વાદી આત્મખ્યાતિ, જગત્ કારણ માનતા;
અન્યથા ખ્યાતિ વડે, તાર્કિક તત્ત્વો છાણતા;
અખ્યાતિમાં આરૂઢ જે, સાંખ્યાદિનો સત્કાર છે,
વિવર્ત્ત ન્યાયે સર્વ સૃષ્ટિ, નિત્ય સત ૐકાર છે. ૪
અનિર્વચનીય પંચમી, ખ્યાતિ ખરે વેદાન્તની;
તે સાથ હું કહું વાત તુજને વાદના સિદ્ધાન્તની,
દૃષ્ટિ સૃષ્ટિ વાદ વળી, આભાસનો આધાર છે,
વિવર્ત્ત ન્યાયે સર્વ સૃષ્ટિ, નિત્ય સત્ ૐકાર છે. ૫

અવેચ્છેદ ત્રીજો વાદ કરીએ યાદ વળી પ્રતિબિંબને,
આધિકાર યોગે ભેદ એ છે, છેદ નહિ કંઇ બિંબને;
દષ્ટિ માંહે સૃષ્ટિ ભાસે, એ વાશિષ્ઠ વિચાર છે,
વિવર્ત્ત ન્યાયે સર્વ સૃષ્ટિ, નિત્ય સત્ ૐકાર છે. ૬

અંતઃકરણ ચૈતન્ય મળી, અવચ્છેદ વાદ સ્વરૂપ છે,
આભાસ માંહે ભાસ વધતાં જીવ કેરૂ રૂપ એ:
સત્વમાં પ્રતિબિંબ પડતાં, જીવ ભોક્તાકાર છે,
વિવર્ત્ત ન્યાયે સર્વ સૃષ્ટિ, નિત્ય સત ૐકાર છે. ૭

સર્વ ગુણ અતીત શુદ્ધ સ્વરૂપ ચૈતન્ય એક છે,
એ પરમ પદ પીછાણતા, સંસારનો ઉચ્છેદ છે;
મુકુન્દ વિણ નહિ અન્ય કાંઇ, સર્વ શૂન્યાકાર છે,
વિવર્ત્ત ન્યાયે સર્વ સૃષ્ટિ, નિત્ય સત્ ૐકાર છે. ૮

---

ॐ तत्सत्परमात्मने नमः

# प्रथम पदनुं विवरण.

ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચતુર્વિધ પુરૂષાર્થમાંથી મોક્ષનેજ પરમ પુરૂષાર્થ કહેવામાં આવે છે. કારણ કે મોક્ષ પ્રાપ્ત કરનારને અખંડ સુખની પ્રાપ્તિ થાય છે. એ અખંડ સુખ મેળવવુ તેમાંજ મનુષ્ય જન્મની સાર્થકતા છે. તો માનવ જન્મ પ્રાપ્ત કરી નિરતિશય સુખને માટે જરૂર યત્ન કરવોજ જોઇએ. પરંતુ યત્ન કઇ દિશામાં કરવાથી સત્ય સુખ મળે એ નિર્ણય

માનવ બુદ્ધિ કરવાને શક્તિમાન્ નથી. કેમકે જન બુદ્ધિ પ્રથમથી જ બહિર્મુખ થએલી છે. જેથી તે સુખને બહારજ શોધશે. એ વાત શ્રુતિસ્વયં કહે છે કે-पराञ्चि खानि व्यतृणत्स्वयंभूस्तस्मात्पराङ् पश्यंति नान्तरात्मन्। સ્વયંભૂ ( બ્રહ્મા ) એ શ્રોત્ર આદિ ઇન્દ્રિયોને ( શબ્દાદિ બહિર વિષયોને પ્રકાશ કરી શકે એવી ) બહિર્મુખ બનાવી તેમની હિંસા કરી છે. તેથી તે બહારના અનાત્મ પદાર્થનેજ જોઇ શકે છે. અંતરાત્માને જોઇ શકતી નથી. માટેજ ઇન્દ્રિય વશ જીવ્, બહારના નાશવંત પદાર્થોમાંથી, સુખ શોધવા ફાંફાં મારે છે. તેથી નાશવાળાને આધારે અખંડ સુખ તે મેળવી શકતો નથી. માટે તેને સત્ય સુખ મેળવવા કઇ દિશામાં યત્ન કરવો તે જાણવાની અગત્ય રહે છે. એ સુખનો સરલ અને યથાર્થ માર્ગ દર્શાવનાર વેદાન્તશાસ્ત્ર છે. જેને ઉપનિષદ્ પણ કહેવામાં આવે છે. ઉપનિષદ્ અદ્વૈત તત્વ અગર આત્મભાવનાનો ઉપદેશ કરે છે. આત્મભાવનાના અપૂર્વ સામ્રાજ્યના સ્થાપક શ્રીમજ્જગદ્ગુરૂ શ્રીપૂજ્યપાદ ભગવાન્ શ્રીશંકરાચાર્ય ઉપનિષદ્નો અર્થ સમજાવતાં "શ્રીઉપદેશ સાહસ્રી" નામક ગ્રંથમાં લખે છે કે-

**सदेरुपनिपूर्वस्य क्विपि चोपनिषद्भवेत् ।**

**मन्दीकरणभावाच्च गर्भादेः शातनात्तथा ॥**

**અર્થ**—"ઉપનિષદ્" એ શબ્દમાં 'षद्लृ' विशरणगत्यवसादने 'षद्' ધાતુ ઉક્ત અર્થવાળો છે. અને તેની પહેલાં उप અને नि એ બે ઉપસર્ગ આવેલા છે. તેમાં क्विप् પ્રત્યય આવી ઉપનિષદ્ શબ્દ બને છે. षद ધાતુના ત્રણ અર્થ થાય છે. (૧)

વિશરણ એટલે શિથિલ કરવું. (૨) ગતિ એટલે જવું. (૩) અવસાદન એટલે નાશ કરવું. અધિકારીના ભેદોને લઇને ત્રણે પ્રકારના અર્થ સફળ છે. મંદ જિજ્ઞાસુ પુરૂષની જન્મ મરણ વાસનાને શિથિલ કરે છે ( એ ઉપનિષદ્નો પ્રથમ અર્થ ) તીવ્રજ જિજ્ઞાસુ મનુષ્યને નિશ્ચયપૂર્વક બ્રહ્મની પાસે લઇ જાય છે ( એ ઉપનિષદ્નો બીજો અર્થ ) તથા તત્ત્વવિદ્નાં ગર્ભાદિનો નાશ કરી પરમપદમાં સ્થિર કરે છે, ( એ ઉપનિષદ્નો ત્રીજો અર્થ છે ) આવા પ્રકારના અર્થના યોગથી ઉપનિષદ્ એટલે બ્રહ્મવિદ્યા એમ સિદ્ધ થાય છે. ઉપનિદો મુખ્યત્વે દશ છે તેના ઉપર પૂજ્યપાદ ભગવાન્ શંકરાચાર્યે ભાષ્ય પણ કરેલું છે. તે ઉપનિષદોમાં પ્રથમ ઉપનિષદ "ઇશાવાસ્ય" છે. તેના પ્રથમ મંત્રમાં લખવામાં આવ્યું છે કે—

ईशा वास्यमिदं सर्वं यत्किञ्च जगत्यां जगत् ।
तेन त्यक्तेन भुञ्जीथा मागृधः कस्यास्विद्धनम् ॥

અર્થ—જગતમાં ( બ્રહ્માંડમાં ) આ સર્વ ( નામરૂપાત્મક ) જગત્ છે તે સર્વને ઇશ્વરવડે ઢાંકી દેવું. અર્થાત્ પ્રત્યક સ્વરૂપે હુંજ સર્વનું અધિષ્ઠાન છું. દશ્યસર્વ મિથ્યા છે. તે ત્યાગવડે (આત્મભાવનાનું )રક્ષણ કરવું અને કોઈના ધનની ઇચ્છા ન કરવી. વાસનાઓનો ત્યાગ કરવો આ મંત્ર નિવૃત્તિ માર્ગ સૂચવે છે તે પર લક્ષ રાખીનેજ પહેલા પદની પ્રથમ ટુકમાં વસ્તુ નિર્દેશરૂપ મંગલ કરેલ છે. અને સાથે નિવૃત્તિ ( સંન્યાસ ) ભાવ પણ સૂચવ્યો છે કે પોતાનો નિર્વાહ થાય એથી અધીક ઇચ્છા કરવી

નહિ એનુંજ નામ ચૂપ રહેવું છે. વેદ ઇશ્વર કૃત છે. વેદની આજ્ઞા શિરસાવંદ્ય હોવીજ જોઈએ. પરંતુ અજ્ઞાનગ્રસ્ત જીવાત્મા એ બાબત એકાએક માની શકતો નથી. એટલુંજ નહિ પણ તેના મનમાં જગતની સત્યતાનો બંધાએલો ગ્રહ એકાએક છોડી શકતો નથી. તેને દાખલો આપીને સમજાવે છે કે સંસારની સત્યતા એ ભ્રમરૂપ છે. જેમ સામાન્ય અંધકારમાં પડેલી દોરડીનું સ્વરૂપ સ્પષ્ટ ન સમજાતાં સર્પની ભ્રાન્તિ થતાં રજ્જુજ સર્પાકારે ભાસે છે. છતાં વસ્તુતઃ તે દોરડીજ છે તેમ ૐ જ પરમાત્મા છે. મહર્ષિ પતંજલી યોગદર્શનમાં સ્પષ્ટ કહે છે કે तस्य वाचकः प्रणवः પ્રણવ-ૐ પરમાત્માનો વાચક-છે. તે ૐકારજ વિશ્વરૂપે ભાસે છે. અર્થાત્ વિશ્વ પરમાત્માનું વિવર્ત્ત છે. વિવર્ત્તનું સ્વરૂપ સમજાવતાં ગ્રંથકાર કહે છે કે स्वस्वरूपोपमर्दनं विनान्यथा भावः विवर्त्तः ॥ "પોતાના મૂળ સ્વરૂપને બદલ્યા વિના બીજા રૂપે દેખાવું તે વિવર્ત્ત" દાખલા તરીકે દોરડી કોઈ પણ પ્રકારનો વિકાર પામ્યા વિના સર્પરૂપે દેખાય છે અથવા નાટકના સ્ટેજ ઉપર પુરૂષ પોતાનુ પુરૂષપણું બદલ્યા વિના સ્રી રૂપે દેખાય છે તેમ ૐ ( પરમાત્મા ) પણ વિકૃત જગત રૂપે દેખાય છે નાટકમાં સ્રી વેષધારી પુરૂષ ગમે તેવા હાવભાવ બતાવે છતાં સુજ્ઞો તેને પુરૂષજ સમજે છે તેમ જગતમાં પરમાત્મા અનેક પ્રકારનાં નામ રૂપે દેખાય છતાં તત્ત્વજ્ઞો વેદાજ્ઞા પ્રમાણે સર્વત્ર બ્રહ્મનેજ જુએ છે. ( ૧ )

અન્ય ગમે તેટલી વિદ્યાઓ ભણી પંડિત થઈ શકાય છે. પરંતુ બ્રહ્મવિદ્યા વિના શાન્તિ આવતી નથી. એટલુંજ નહિ પણ

ગમે તેવો અખર પંડિત હોય છતાં સદ્‌ગુરૂના શરણ વિના તત્ત્વજ્ઞાન પ્રાપ્ત થઇ શકતું નથી. એ વાત પણ શ્રુતિ સ્વયં કહે છે. શ્રી છાંદોગ્ય ઉપનિષદ્‌ના સાતમાં પ્રપાઠકમાં નારદજી શ્રીસનત્કુમાર પ્રતિ કહે છે કે—

ऋग्वेदं भगवोऽध्येमि यजुर्वेदं सामवेद-
माथर्वणं चतुर्थमितिहासपुराणं पंचमं
वेदानां वेदं पित्र्यं राशिं दैवं निधिं वाको-
वाक्यमेकायनं देवविद्यां ब्रह्मविद्यां भूतविद्यां
क्षत्रविद्यां नक्षत्रविद्यां सर्पदेवजनविद्यामेत-
द्भगवोऽध्येमि ॥२॥

सोऽहं भगवो मन्त्रविदेवास्मि नात्मविच्छ्रुतं
ह्येव मे भगवद्दृशेभ्यजस्तरतिशोकमात्म-
विदिति सोऽहं भगवः शोचामि तं मा भगवा-
ञ्छोकस्य पारं तारयत्विति ॥२॥

અર્થ—હે ભગવાન્! ઋગ્વેદને જાણું છું, યજુર્વેદ, સમાવેદ, ચોથો અથર્વણવેદ, ઇતિહાસ પુરાણરૂપ પાંચમોવેદ, (વ્યાકરણ) (કારણકે વેદને જાણવાનું સાધન છે) શ્રાદ્ધકલ્પ, ગણિત, ઉત્પાત, જ્ઞાન. નિધિશાસ્ત્ર, તર્કશાસ્ત્ર. નીતિશાસ્ત્ર, નિરૂક્ત, વેદવિદ્યા, (શિક્ષા, કલ્પ, છંદ, ને ચિત અગ્નિહોત્રના અગ્નિને એકત્ર કરવાની

વિદ્યા) ભૂતતંત્ર, ધનુર્વેદ, જ્યોતિષ, સર્પવિદ્યા-ગારૂડવિદ્યા, દેવજન વિદ્યા ગંધ ધારણ કરવાની વિદ્યા, નૃત્ય, ગીત, વાદ્ય, ને શિલ્પ આદિકનું વિજ્ઞાન. એ સર્વને હે ભગવન્ હું જાણું છું. ૧

હે ભગવન્ ! હું મંત્ર (કર્મ) જાણનારજ છું. આત્મવેત્તા નથી. મને આપના જેવાથી શ્રવણ થયું છે કે આત્મજ્ઞાની અકૃતાર્થ બુદ્ધિરૂપ મનના પરિતાપનું ઉલ્લંઘન કરે છે. હેભગવન્ તે હું આત્મજ્ઞાની નહિ. હોવાથી અકૃતાર્થ બુદ્ધિવડે સર્વદા તપું છું. તમે ભગવાન્ નૌકાવડે શોક સમુદ્રમાંથી તારો નારાદમુનિ ઉપરોક્ત સર્વ વિદ્યા જાણુતા હતા છતાં આત્મજ્ઞાન નહોતું તે પ્રાપ્ત કરવા સારૂ તેમને સદગુરૂને શરણે જવું પડયું હતું. ગુરૂ વિના તત્વજ્ઞાન સમજાતું નથી. શ્રુતિ પણ કહે છે કે **आचार्यवान्पुरुषोवेद ॥** આચાર્યવાન પુરૂષજ તત્વજ્ઞાન સમજે છે. તેથી શ્રીસદ્‌ગુરૂ પાસેથીજ તત્વજ્ઞાન સમજવું જોઇએ. કોઇ જન્મજન્માન્તરના પુણ્યોદયના યોગે બ્રહ્મનિષ્ટ સદગુરૂ પ્રાપ્ત થાય છતાં જો અધિકારમાં ન્યૂનતા હોય છે તો પણ તત્વજ્ઞાન સમજવામાં આવતું નથી. માટે કેવા ગુરૂને શરણે જવુ અને અધિકાર કેવો મેળવવો એ ઉભય બાબતને પ્રથમ સ્પષ્ટ કરીશું.

તત્વજ્ઞાની ગુરૂઓને ઓળખવા એ કામ કઠિણતમ છે. જેમ સર્વ સાધારણ હીરાને ઓળખી શકતા નથી તેમ સામાન્ય જીવાત્માઓ પણ સદ્‌ગુરૂને જાણી શકતા નથી. હીરાને ઝવેરીઓજ પીછાણી શકે છે તેમ જીવન્મુક્ત સદ્‌ગુરૂને પણ સાચો જિજ્ઞાસુજ જાણી શકે છે. કારણ જેની બ્રહ્મમાં નિષ્ઠા થાય છે

તેના અને અજ્ઞાનીના સ્વરૂપમાં કશો ભેદ પડતો નથી. જે ભેદ પડે છે તે માત્ર વાસનાનો છે જે બહાર દેખાતો નથી માટે મહાત્મા વસિષ્ઠ કહે છે કે-

तज्ज्ञाज्ञयोरशेषेषु भावाभावेषु कर्मसु ।
ऋते निर्वासनत्वात्तु न विशेषोऽस्ति कश्चन ॥

અર્થ—જ્ઞાની અને અજ્ઞાની એમનાં ભાવરૂપ કે અભાવ રૂપ કર્મ માત્રમાં નિર્વાસનત્વ (વાસના રહિતપણું) વિના બીજો કશો અંતર નથી. એટલે ક્રિયા ઉપરથી જ્ઞાની ઓળખી શકાય તેમ નથી. વળી સ્વરાજ્યસિદ્ધિ નામક ગ્રંથમાં કહે છે કે-

केऽपि वर्णाश्रमाचारनिष्ठा मुग्धबालप्रमत्तोपमाश्चापरे ।
रागिणो भोगिनो योगिनश्चेतरे ज्ञानिनां लक्ष्यते नैक रूपा-
स्थितिः ॥

અર્થ—કોઇ વર્ણાશ્રમના આચારમાં નિષ્ઠા રાખે છે. કોઇ મૂઢ જેવા રહે છે, કોઇ બાલચેષ્ટામાં રમે છે, કોઇ ઉન્મત્ત જણાય છે, રોગી, ભોગી, યોગી, એમ કોઈ વિહરે છે. જ્ઞાનિની ગતિ એક રૂપવાળી જણાતી નથી. શ્રીમજ્જગદ્ગુરૂ શંકરાચાર્ય પણ વિવેક-ચૂડામણીમાં એમજ સમજાવે છે કે-

दिगम्बरो वापि च साम्बरो वा त्वगम्बरो वापि चिदम्बरस्थः।
उन्मत्तवद्वापि च बालवद्वा पिशाचवद्वापिचरत्यवन्याम ॥

અર્થ—જ્ઞાનીપુરૂષ ચિદાકાશમાં સ્થિતિ રહીને, દિશારૂપી વસ્ત્રને ધારણ કરીને અર્થાત્ નગ્ન, અથવા વસ્ત્રને ધારણ કરીને,

કે વલ્કલપહેરીને, ગાંડાની પેઠે, પિશાચની પેઠે અગર મનો નાશ અને વાસના ક્ષયની યુક્તિમાટે ગમે તેવા સ્વરૂપે ફરે છે

ટુંકામાં કહેવાનો આશય એ છે કે ખરા જિજ્ઞાસુવિના તત્ત્વવિદ્ગુરૂને ઓળખવા એ કઠિણકાર્ય છે છતાં જિજ્ઞાસુને ન ઓળખવામાં આવે તેમ પણ નથી. એ રીતે બ્રહ્મમાં નિષ્ઠાવાળા અને શ્રોત્રિય, રાગદ્વેષથી રહિત શ્રીસદ્ગુરૂને શરણે જવું જ્ઞાતા પુરૂષો એમ પણ કહી ગયા છે કે-

**गुरवो बहवः सन्ति शिष्यवित्तापहारिणः ।**

**गुरवो विरलाः सन्ति शिष्यसन्तापहारिणः ॥**

અર્થ—શિષ્યના ધનને હરણ કરે એવાતો અનેક ગુરૂઓ હોય છે પરંતુ શિષ્યના સંતાપને દૂર કરે એવા ગુરૂતો વિરલજ હોય છે જેમ સાચા જિજ્ઞાસુક્વચિત્હોય છે તેમ સાચા સદ્ગુરૂ પણ દુર્લભ છે. એશ્રીસદ્ગુરૂ સ્વરૂપની દિશા બતાવનાર હોવાથી તેમને દૈશિક પણ કહેવામાં આવે છે.

ગુરૂનાં સ્વરૂપનુ સંક્ષેપમાં વિવેચન કરી હવે અધિકારીનું વિવેચન કરવામાં આવે છે. અધિકાર સ્વરૂપ સમજવા પ્રથમ મનુષ્યના અંતઃકરણ તરફ દૃષ્ટિ કરવાની જરૂર છે તત્ત્વજ્ઞાનના અધિકારમાં બહિર વસ્તુઓની ઉપાધિ છે તે પર આધાર રાખવાની જરૂર નથી. દેહાભિમાની દરેક જીવાત્માના અંતઃકરણમાં મળ, વિક્ષેપ અને આવરણ એવા ત્રણ દોષ હોય છે આ ત્રણે દોષથી કલુષિત અંતઃકરણ ભક્તિનું પણ અધિકારી નથી તો જ્ઞાનના અધિકાર માટે તો યોગ્ય હોયજ શીરીતે? વર્તમાન

સમયમા અધિકારની કસોટી દૂર થઇ જવાથી ગમે તે માણસ તત્ત્વજ્ઞાની બની શકે છે માત્ર વાતોમાં; નહિ આચારમાં !! તેથી જીવન્મુક્તિ વિવેકમાં કહ્યું છે કે-

सर्वे ब्रह्म वदिष्यन्ति संप्राप्ते तु कलौयुगे ।
नानुतिष्ठन्ति मैत्रेय शिश्नोदरपरायणाः ॥

**અર્થ**—કલિયુગ પ્રાપ્ત થતાં સર્વ બ્રહ્મ વદશે. હે મૈત્રિય ! કોઇ તે પ્રમાણે કરશે નહિ. માત્ર શિશ્ન અને ઉદર પરાયણ રહેશે. વળી ગુરૂ શિષ્યોની વચ્ચે પણ ધર્મ કરતાં ધનનો સંબંધ વિશેષ જણાય છે. પંડિતો કે સાધુઓ, મઠધારીઓ કે મંદિર-વાળાઓ, આચાર્યો કે ગોસ્વામીઓ, જયાં ઉપલક દૃષ્ટિ કરીએ ત્યાં ધનવાનોનીજ પ્રતિષ્ઠા અને પૂજા દેખાય છે. આમાં અપવાદ હશેજ પણ કવચિત્ આવા પ્રકારને લઇને "લોભી ગુરૂ અને લાલચુ ચેલાઓના સમ્બન્ધોની વૃદ્ધિ થતાં અધિકાર અળગો પડયો છે. છતાં જેમને સાચું સુખ જોઇતું હોય તેમણે પોતાના અધિકારને પ્રાપ્ત કરવાને અવશ્ય યત્ન કરવો જોઇએ.

વર્તમાન સમયમાં કર્મ અને ઉપાસના કરતાં મનુષ્યને જ્ઞાનની વાતો જલદી રૂચિ જાય છે. પરંતુ ચિત્ત શુદ્ધિ વિના એ નકામી છે એ બાબતને તેઓ ભૂલી જાય છે. તેમાં એ હાલના અર્થ પ્રાધાન્ય જમાનામાં તો મનુષ્યને ચિત્ત શુદ્ધ કરવાની અનિવાર્ય અગત્ય છે ચિત્ત શુદ્ધિનો ઉપાય બતાવતાં ભગવાન્ શંકરાચાર્ય મહારાજ કહે છે કે—**અપરોક્ષાનુભૂતિમાં.**

स्ववर्णाश्रमधर्मेण तपसा हरितोषणात् ।
साधनं प्रभुवेत्पुंसां वैराग्यादि चतुष्टयम् ॥

**અર્થ**—સ્વવર્ણને આશ્રમના ધર્મ પાલવા રૂપ તપથી હરિ–પરમાત્મા પ્રસન્ન થાય છે તેથી વૈરાગ્યાદિ ચાર સાધનોની પુરૂષને પ્રાપ્તિ થાય છે. અર્થાત્ કર્મ અને ઉપાસના વિના સાધનચતુષ્ટયની પ્રાપ્તિ થતી નથી અને ચાર સાધન પ્રાપ્ત કર્યા વિના તત્વજ્ઞાનના અધિકારી થવાતું નથી. માટે પ્રથમ નિષ્કામ વૃત્તિથી સ્વવર્ણાશ્રમ ધર્મનું જરૂર પાલન કરવું જોઇએ. મનુષ્ય સ્વધર્મનું પાલન કરે છે ત્યારેજ તેના મનમાં બળ આવે છે મનોબળ વિના જગત્ ભાવના ફેરવી આત્મભાવના થઇ શકતી નથી કદિ કોઇને એમ વિચાર આવે કે હવે આવરદા તો પૂર્ણ થવા આવી. પછી કમ ક્યાં કરીએ? પરંતુ એ બાનુ નિભે તેવું નથી. મનુષ્ય સાચા દિલથી થોડાં પણ કર્મ કરી ધર્માચરણ કરે છે તો શ્રી કૃષ્ણચંદ્ર સ્વમુખેજ કહે છે કે- स्वल्पमप्यस्य धर्मस्य त्रायते महतो भयात् ॥ ભક્તિપૂર્વક વેદોક્ત ધર્માચાર પાળનારને તે સ્વલ્પ ધર્મ પણ મહાન્ ભયથી રક્ષણ કરે છે. માટે કર્મ કરવાથી મળ નામનો દોષ દૂર થાય છે અને ઉપાસના કરવાથી મનની એકાગ્રતા થતાં વિક્ષેપ દોષ દૂર થાય છે. પાપ અને ચંચળતા નાશ પામ્યા પછી જેને કેવલ આવરણ માત્ર છે અને વિવેકાદિચાર સાધન જેનું વિવેચન આગળ આવે છે તે સંયુક્ત જે પુરૂષ તે અધિકારી છે. (૨–૩–૪)

કેવળ સ્વસ્વરૂપનું અજ્ઞાન અને સાધન ચતુષ્ટય સંપન્ન અધિકારી કહેવાય છે. પરંતુ તેવો અધિકાર પ્રાપ્ત કરવામાં

મનુષ્યને ત્રણ પ્રકારનાં અભિમાન આડે આવે છે. તો તે ત્રણે અભિમાનો દૂર થવાં જોઇએ. એક પ્રકારથી જોઇએ તો મનુષ્ય જે કર્મ, સંકલ્પ કે નિશ્ચય કરે છે તેની અસર તેના શરીરથી બુદ્ધિ પર્યંત થાય છે. પણ કેવળ બહિર્મુખ પુરૂષો આ બાબત જાણી શકતા નથી. તેવાની સમજણ માટે સ્થૂળ રીતથી લખવામાં આવે છે કે નિષ્કામ કર્મશરીરની સ્થૂલશરીરની શુદ્ધિ કરે છે. ભક્તિ, ઉપાસના, સૂક્ષ્મ, લિંગ-શરીર ઉપર વધારે અસર કરે છે અને જ્ઞાન-તત્ત્વજ્ઞાન કારણ શરીર ઉપર અસર કરે છે. આનો અર્થ મુખ્યત્વે એજ સમજવાનો છે કે જે પુરૂષે સ્થૂળ અને સૂક્ષ્મ શરીરનું અભિમાન શિથિલ કર્યું છે તે પુરૂષજ તત્ત્વજ્ઞાનમાં શ્રદ્ધા ધારી શકે છે. અને તે સંસારથી ઉપરામ થઈ तद्विज्ञानार्थं स गुरुमेवाभिगच्छेत् । 'તે બ્રહ્મ સ્વરૂપના જ્ઞાન માટે આચાર્ય પાસે જાય એ વેદ વચનને અનુસરી શ્રીસદ્‌ગુરૂની પાસે જાય છે. શિષ્યે ગુરૂની પાસે જઇ કેવા ઉદ્‌ગાર ( બતાવવાના નહિ, અંતઃકરણના પૂર્ણ ઉમળકાથી ) કાઢવા જોઇએ તે આચાર્ય ભગવાન્ શ્રી શંકરાચાર્ય મહારાજ વિવેકચુડામણિ નામે નિબંધમાં કથે છે.

ब्रह्मानन्दरसानुभूतिकलितैः पूतैः सुशीतैःसितै-
र्युष्मद्वाक्कलशोज्झितैः श्रुतिसुखैर्वाक्यामृतैः सेचय,

संतप्तं भवतापदावदहनज्वालाभिरेनं प्रभो
धन्यास्ते भवदीक्षणक्षणगतेः पात्रीकृताः स्वीकृताः ॥

**અર્થ**—હે પ્રભો ! સંસારના આધ્યાત્મિક વિગેરે *ત્રણ તાપ રૂપ દાવાગ્નિની જ્વાલાઓથી તપાયમાન્ થએલો હું આપને શરણે આવ્યો છું તો આપશ્રી મારા ઉપર; તત્ત્વમસ્યાદિ મહાવાકય રૂપ શ્રુતિ જેમાં મુખ્ય છે, તથા સર્વ રસોથી ઉત્કૃષ્ટ જે બ્રહ્માનંદ રૂપ રસ તેના અનુભવ વડે સુંદર છે, તેમજ જે પવિત્ર અને બહુજ શીતલ છે, વળી ઉજ્વળ અર્થાત્ સંશય વિપર્યયરહિત છે તથા આપની વાણીરૂપી કળશમાંથી નીકળેલ, મહાવાકય રૂપ અમૃત સિંચન કરીને મને શાન્તિ આપો. સંસાર સમુદ્રથી ભય પામેલો અત્યંત અધૈર્યયુક્ત અધિકારી પુનઃ પ્રાર્થના કરે છે કે—

कथं तरेयं भवसिन्धु मेतं
का वा गतिर्मे कतमोऽस्त्यु पायः ।
जाने न किंचित्कृपयाव मां प्रभो
संसारदुःखक्षतिमातनुष्व ॥

અર્થ—હે ભગવન્ ! આ સંસાર સમુદ્રને હું કેવી રીતે તરૂં ? અર્થાત્ આનંદ સ્વરૂપ પરમાત્માને શી રીતે પ્રાપ્ત થાઉં ?

---

* સ્વસંઘાતથી ભિન્ન હોય અને ચક્ષુ ઇન્દ્રિયનો વિષય હોય તેને **અધિભૂત** કહીએ; તેનાથી જે દુઃખ થાય તે, ચોર, સિંહ, વ્યાઘ્ર, સાપ, વિગેરેથી, થનાર દુ.ખ અધિભૂત કહેવાય છે.

સ્વસંઘાતથી પૃથક હોય અને ચક્ષુ ગોચર ન હોય તેને **અધિદેવ** કહીએ તેનાથી જે દુઃખ થાય તે, દુષ્કાળ, અતિવૃષ્ટિ, મહામારી વિગેરેથી થનાર દુ ખ અધિદેવ કહેવાય છે.

આત્માને આશ્રયે રહેનાર સ્થૂલ અને સૂક્ષ્મ શરીર તે અધ્યાત્મ કહેવાય છે તેનાથી જે દુઃખ થાય તે, મનનાં સર્વ દુઃખ અધ્યાત્મ દુઃખ કહેવાય છે.

અગર મારી શી ગતિ થશે ? સંસાર સમુદ્રમાંથી પાર પડવાનો ઉપાય કયો છે ? હું તો કાંઇ જાણતો નથી હે સ્વામિન્ ! આપ કૃપાવડે મારૂં રક્ષણ કરો અને સંસાર દુઃખ ( જન્મ મરણ ) નો સર્વથા નાશ કરો.

ઉક્ત પ્રકારે દીનવાણી બોલતા શરણે આવેલા શિષ્યને પ્રથમ તો શ્રીસદ્ગુરૂએ આશ્વાસન આપવું. કેવા શબ્દ દુઃખી શિષ્યને કહેવા તે વાત પણ આચાર્યશ્રી ઉક્ત નિબંધમાંજ સમજાવે છે કે—

मा भैष्ट विद्वंस्तव नास्त्यपाय
संसारसिन्धोस्तरणेऽस्तुपायः ।
ये नैव याता यतयोऽस्य पारं
तमेव मार्गं तव निर्दिशामि ॥

**અર્થ**—હે વિદ્વન્ ! તું ભય પામીશમાં. તારો નાશ કદાપિ થવાનો નથી. જો કે અત્યન્ત વાંછિત મોક્ષસ્વરુપ અપરોક્ષ જ્ઞાન અત્યન્ત દુઃસાધ્ય છે તો પણ સંસાર સમુદ્ર તરવાનો ઉપાય છે. જે માર્ગ વડે યતિયો :( વિવિદિષા અને વિદ્વત્સંન્યાસીઓ ) આ સંસાર સમુદ્રના પારને પામ્યા છે, તેજ માર્ગને-ઉપાયને હુ તારા પ્રતિ કથન કરૂં છું. આ સંસાર કેવળ કલ્પના રૂપ છે. અને મિથ્યા છે. ટુંકામાં સંસાર ત્રયકાળમાં નથીજ. સર્વ મનુષ્યો કલ્પનાનાં પૂતળાં છે. અને કલ્પનારૂપ દોરીપર નૃત્ય કરી રહેલ છે, જેમ એક નાટકમાં ભિન્ન ભિન્ન પાત્રો સુખના, દુઃખ

ના, જન્મવાના, મરવાના, હર્ષના, શોકના, વિજયના, પરાજયના, ચોરીના, ચાડીના, નિમકહલાલીના, નિમકહરામીના, સતીના, વ્યભિચારીના, રાજાના, રંકના, લોભીના, ઉદારના, આદિ અનેક પ્રયોગો ભજવી બતાવે છે. પરંતુ યથાર્થ વિચાર કરતાં તે એકજ કવિની કલ્પના જ છે તેજ પ્રમાણે સંસારમાં પણ ભિન્ન ભિન્ન જીવોનાં અનાદિ કાળના કર્મોના પરિપાક થતાં ફલના ભોગતા રૂપે. ( વસ્તુતઃ અભોક્તા ) **एकोऽहं बहुस्याम्** હું એક બહુરૂપે થાઉં. એ કલ્પનાથી આ સંસાર પ્રકટ થયો છે. એટલે એકજ પરમાત્માએ નાટકના વેષ માત્ર લીધા છે. વસ્તુતઃ તે આનંદ સ્વરૂપ છે. (૫)

હે ગુરૂદેવ ! જયારે દુઃખ અને દુઃનિયાં બેઉ નથી. કેવળ પરમાત્માજ નૃત્ય કરી રહેલ છે. તો સંસારમાં સુખ, દુઃખ, હર્ષ, શોક, લાભ, હાનિ, વિગેરેના યોગે રાગ, દ્વેષ કલેશ વિગેરે પ્રત્યક્ષ દેખાય છે અને સર્વ કોઇ તેનો પોકાર કરે છે, એશું નાટકના એકટર જેવું છે? આ બાબત એકાએક અંતઃકરણમાં દઢ થતી નથી, એટલું જ નહિ. પણ આમ છે, એ સમજાતુંએ નથી. તો આપ કૃપા કરી એ બાબત જેમ સ્પષ્ટ સમજાય તેમ બતાવો તે માટે કેવા ઉપાય કરવા જોઇએ? અર્થાત્ મનુષ્ય પોતાના જીવનનો કેવો ક્રમ ગોઠવે કે જેના યોગે જેમ જેમ સમય જાય તેમ તેમ વિકાશ થતાં થતાં જન્મ મરણના પ્રચંડ પ્રવાહમાંથી જીવાત્મા ધીમે ધીમે આત્મસ્વરૂપ કિનારા તરફ ઘસડાતો જાય? અને વિશ્વ જેને દુઃખનું નિદાન ગણવામાં આવે છે તેમાંથી મુક્ત થાય? (૬)

શિષ્યનો આવા પ્રકારનો પ્રશ્ન સાંભળી સદ્ગુરૂ કહે છે ભાઇ? તુને ધન્ય છે, તારા અંતઃકરણમાં જે શુભેચ્છા પ્રકટ થઇ છે એ જ્ઞાન અથવા શ્રીપરમાત્મદર્શનના દ્વારનું પ્રથમ પગથીઉં છે. આ શુભેચ્છાને જેમ જેમ પોષવામાં આવે છે તેમ તેમ અન્ય સંસારી સુખ સમ્બન્ધી ઇચ્છાઓ શિથિલ થઇ ધીમે ધીમે શાન્ત થતી જાય છે અને શુભેચ્છા દૃઢ થતાં સુવિચારો પ્રકટ થવા લાગે છે; પરિણામે જીવાત્મા પોતાના (સ્વાત્મ) સ્વરૂપમાં સમાય છે, જેને પરિણામે જન્મ મરણનો ત્રાસ નાસ પામે છે. પરંતુ આ બાબતની વ્યવસ્થા સમજવી જોઇએ. આજ કાલ આત્મ સ્વરૂપની વાતો કરનાર ઘણા છે. અને આત્માને શુદ્ધ, બુદ્ધ, મુક્ત, નિર્લેપ, અકર્તા આદિ સ્વરૂપે કહે છે. આ વાત વેદોક્ત હોવાથી તે બાબત ખોટી નથી. પરંતુ એ સ્વરૂપનો અનુભવ થવો જોઇએ. અનુભવ થવા ન દેનાર વચ્ચે વાસના-મનોમય સંસાર ભાવના વ્યવધાન (અંતરાયભૂત) છે. તેનો ક્ષય જ્યાં સુધી કરી શકીએ નહિ. ત્યાં સુધી તત્ત્વ જ્ઞાનની વાતોથી કોઇ જાતનો ફાયદો થતો નથી. પરંતુ જન્મ મરણનો પ્રવાહ અને દુઃખ બન્યાં રહે છે માટે વાસનાનાં બંધન જરૂર છોડવાં જ જોઇએ. જેવાં દોરડી વિગેરેનાં બહારનાં બંધન સ્પષ્ટ દેખાય છે તેમ વાસના બંધ દૃશ્ય હોત તો સ્થૂલ સાધનો વડે તે કાપી શકાત. પરંતુ વાસના એ કલ્પના અથવા ભાવના માત્ર છે તેને ફેરવનાર માત્ર વિચાર યુક્ત તેનાથી વિરૂદ્ધ ભાવના જ છે. પરંતુ બહિર્મુખ વૃત્તિવાન્ જીવાત્મા આ બાબત સમજી શકતો નથી માટે તેને સ્થૂલ અવલંબન લેવું જ પડે છે. જેથી શ્રીસદ્ગુરૂ

આગળ આવેલ જીવાત્માને વેદાન્ત વિચાર દુઃખમાંથી છૂટવા આ-ધાર બતાવે છે. અને વેદાન્ત વિચાર કોણ કેવી રીતે કરી શકે એ સર્વ વ્યવસ્થાક્રમથી સમજાવતાં કહે છે કે આ સર્વ સંસાર પરમાત્મા સ્વરૂપ છે એ ખાસ ધ્યાનમાં રાખ. (૭)

વેદાન્તના મુખ્યગ્રંથો તો દશ ઉપનિષદ્, બ્રહ્મસૂત્ર, અને શ્રી ભગવદ્ ગીતા છે. પરંતુ તે વિના અદ્વૈતતત્ત્વને સમજાવવા અનેક ગ્રંથોનું ગ્રંથન થયું છે. પણ આત્મસ્વરૂપ, દેશ, કાલ, અને વસ્તુથી અપરિચ્છિન્ન હોવાથી, તેમજ મન, વાણીનો અવિષય હોવાથી, એકાએક લક્ષમાં આવી શકતું નથી. તેથી દ્વૈત દષ્ટિ વાળાઓ તેના ઉપર જેમ જેમ તર્ક કરતા ગયા તેમ તેમ આત્મ સ્વરૂપને લક્ષ્યાર્થથી સમજાવવા સારૂ અનેક ગ્રંથો લખાયા છે, અને તર્કજાળનો પણ પ્રચંડ પ્રવાહ વહ્યો છે. એ શબ્દનો આડંબર તર્કવાદીઓને માટે છે. જે સરલ જિજ્ઞાસુ છે તેમને માટે કૃપાબ્ધિ બ્રહ્મવેત્તા પુરૂષોએ સરલ રીત્યા આત્મ સ્વરૂપ સમજાય એવી પણ યોજના કરેલી છે. અદ્વૈત અગર બ્રહ્મ એ કેવળ ભાવના જ છે, અને શ્રીપરમાત્માની જો કૃપા થાય તો એ ભાવના સહજે સમજી જવાય તેવી પણ છે એ ભાવના સમજવા વેદાન્તના ગ્રંથો જોવા જોઇએ. વ્યવહારમાં જેમ અમુક પદ પ્રાપ્ત કરવાને અમુક પ્રકારના જ્ઞાનની જરૂર છે તેમ ગ્રંથો વાંચવામાં પણ અધિ-કારની અગત્ય છે; તેટલા માટે વિદ્વાનો ગ્રંથના આરંભમાંજ પ્રથમ અનુબંધની યોજના કરે છે. એમ કરવામાં આશય એ હોય છે કે, મનુષ્ય તે ગ્રંથનો અભ્યાસ આરંભતા પહેલાં પોતાના અધિકારને સમજી લે. એ અધિકાર હોય તો ગ્રંથમાં પ્રવેશ

જલદી થાય છે, અને અધિકારમાં ખામી હોય છે તો ગ્રંથમાં પ્રવેશ થતો નથી. જેને અક્ષર જ્ઞાન છે તે દરેક વ્યક્તિ ગ્રંથ વાંચી શકે છે. એ રીતે ગ્રંથ પ્રવેશ કહેવાનો આશય નથી. પરંતુ ગ્રંથકારે જે લક્ષ રાખી ગ્રંથ લખ્યો છે તે પ્રમાણે વિચાર કરી તે લક્ષપર જવું એનું નામ ગ્રંથપ્રવેશ છે. તો પ્રથમ અનુબંધ સ્પષ્ટ સમજવા જોઇએ.

અનુબંધમાં ચાર પ્રકાર છે (૧) વિષય (૨) **પ્રયોજન** (૩) **અધિકારી** (૪) **સમ્બન્ધ** તેમાથી પ્રથમ **વિષયનો** વિચાર કરીએ પ્રાજ્ઞપુરૂષો કહે કે शास्त्रजप्रमानिवर्त्त्याज्ञानगोचरः अभिधेय। (विषयः) અર્થ શાસ્ત્રથી ઉત્પન્ન થનાર પ્રમા (જ્ઞાન) વડે નિવર્ત્ય (દૂર થવા યોગ્ય) અજ્ઞાન ગોચર (ભાસતી વસ્તુ) અર્થાત્ નામ રૂપાત્મક જગત્ સત્ય સમજાય છે તે; શાસ્ત્ર વિચારથી ઉપજેલ પ્રમા (જ્ઞાન) દૂર કરી, સચ્ચિદાનંદ બ્રહ્મને સમજાવે એ **વિષય** यमर्थमधिकृत्य पुरुषः प्रवर्तते तत्प्रयोजनम। જે અર્થને મુખ્ય સમજી પુરૂષ પ્રવૃત્તિ કરે તે **પ્રયોજન** કહેવાય છે. અર્થાત્ સંસારના દુ:ખથી કંટાળી સત્ય અથવા અખંડ સુખ મેળવવા સારૂ કોઈ જીવ તત્પર થાય ત્યારે " પરમાનંદની પ્રાપ્તિ " એ તેનું પ્રયોજન ગણાય છે. प्रयोजनप्राप्तिकामोऽधिकारी। પ્રયોજનને પ્રાપ્ત કરવાની ઇચ્છાવાળો પુરૂષ **અધિકારી** કહેવાય છે. અર્થાત જે વસ્તુ પ્રાપ્ત કરવા નિશ્ચય કર્યો હોય તેની નજદિક જવાય એ પ્રમાણે પોતાનો જીવન વ્યવહાર ચલાવે તેજ ખરો અધિકારી છે. वस्तुद्वयसंयोगः सम्बन्धः॥ બે વસ્તુઓનો સંયોગ તે **સમ્બન્ધ** કહેવાય છે. તેના ઘણા પ્રકાર છે દાખલા તરીકે ગ્રંથ અને જ્ઞાનનો જન્ય જ...

ભાવ સમ્બન્ધ છે. ગ્રંથ જ્ઞાનનો જનક અને જ્ઞાન જન્ય છે. ( જનક–ઉત્પન્ન કરનાર. જન્ય–ઉત્પન્ન થનાર. ) અધિકારી અને જ્ઞાનનો પ્રાપક પ્રાપ્ય ભાવ સમ્બન્ધ છે અધિકારી જ્ઞાન પ્રાપ્ત કરનાર ( પ્રાપક ) છે અને જ્ઞાન પ્રાપ્ત થનાર ( પ્રાપ્ય ) છે. વિગેરે બુદ્ધિમાન્ પાસેથી સમજી ડાહ્યા માણસે "હું સમજ્યો" એવા પ્રકારના અભિમાનને દૂર કરવું.

જેને પોતાના સ્વરૂપની સમજણ ન હોય અને જે ચાર સાધનયુક્ત હોય તેને અધિકારી કહેવામાં આવે છે ઉપર અધિકારીનું લક્ષણ કહેલ છે તેથી પ્રાજ્ઞો તો સમજી જશે. પરંતુ જેમને લક્ષમાં રાખી આ પ્રવૃત્તિ કરી છે તેની સમજણ માટે અત્ર તેજ બાબત સ્પષ્ટ કરવામાં આવે છે. અધિકારીને જે સાધનોની અગત્ય છે તે સાધનો અધિકારનો પરિપાક કરનાર છે અને બીજાં ચાર સાધનો પ્રયોજનની પરાકાષ્ટાએ પહોંચાડનાર છે એમ આઠ સાધનોનો વિસ્તાર કરવામાં આવે છે જે આઠ સાધનો મનમાં દૃઢ થતાંજ આ વિશ્વ વિશ્વંભર રૂપે સમજાય છે. ( ૯–૧૦–૧૧ )

કાયદાનું જ્ઞાન મેળવ્યા છતાં જો પરીક્ષા ન આપે અગર હુકમ ન મેળવે ત્યાં સુધી કોર્ટમાં જઈ વકીલાત કરી શકાતી નથી. તેજ પ્રમાણે વિવેકાદિ સાધન ચતુષ્ટયને જાણ્યા છતાં વ્યવહાર શાળામાં પરીક્ષા આપી પાસ ન થાય ત્યાં સુધી અધિકાર ગણાતો નથી. માટે જિજ્ઞાસુએ ચાર સાધનોને સમજી આચારમાં ઉતારવા યત્ન કરવો જોઇએ. ત્યારેજ અધિકાર દૃઢ થાય છે. કેવળ વાતો કરવાથી નહિ. તે ચાર સાધનો અને તેનાં

સ્વરૂપ આ પ્રમાણે છે. (૧) વિવેક (૨) વૈરાગ્ય (૩) શમાદિષટ્ સંપત્તિ (૪) મુમુક્ષુતા પ્રથમ વિવેકનુ લક્ષણુ કહેવામાં આવે છે

(૧) **नित्याऽनित्यवस्तुविवेकः।** ત્રણે કાળમાં નાશ ન પામે તે નિત્ય અને જ્ઞાને કરીને બાધ થાય તે અનિત્ય એ બે પ્રકાર બરાબર સમજાય તેનુ નામ વિવેક. જેમ બીજમાં સંપૂર્ણ વૃક્ષ રહેલું છે તેમ વિવેકમાં સર્વ સાધન રહેલાં છે. બીજને જમીનમાં વાવી જળવડે પોષવામાં આવે તો વૃક્ષરૂપ બની પરિણામે ફળ આપે છે તેમ વિવેકને પણ અંતઃકરણમાં દૃઢ કરીને જો નિશ્ચય રૂપ જળવડે તેને પોષવામાં આવે તો સર્વ સાધનોનો વિકાસ થાય છે. વિવેકની જાગ્રતિનું નિશાન એ છે કે સંસાર તરફની આસક્તિ શિથિલ થતી જાય છે તેથી જયાંસુધી એવું સમજવામાં ન આવે ત્યાંસુધી વિવેકની દૃઢતા માટે યત્ન કરવો જોઇએ.

(૨) **इहामुत्रार्थफलभोगविरागः।** આ લોક અને પરલોકના શબ્દાદિ વિષયોના ભોગમાં નીરસબુદ્ધિ તેનું નામ વિરાગ ને તેનો ભાવ તે વૈરાગ્ય કહેવાય છે. જેમ વિવેક એ બીજ છે તેમ વિરાગ એ અંકુર છે. આ લોકથી લઇને બ્રહ્મ લોક સુધી સર્વ જયારે નાશવન્ત છે તો પછી તેના ભોગોની આશા પરિણામે દુ:ખદાયકજ થાય તેથી બુદ્ધિમાને તેનો પ્રથમથીજ ત્યાગ કરવો એ વધારે ઉત્તમ છે. વિરાગના આવિર્ભાવનું નિશાન એ છે કે સંસારના સુંદર ભોગ તેના મનને આકર્ષી શકતા નથી તેમજ અન્ય રીતે વિવેક વૈરાગ્યની એ પણ કસોટી છે કે સંસારના પદાર્થોનો સયોગ અને વિયોગ થયા છતાં જિજ્ઞાસુના મનમાં હર્ષ શોક થતા નથી પદાર્થોનો લાભ અને હાનિ થતાં હર્ષ શોક જેટલા ન્યૂન થાય

તેટલી વિવેક વૈરાગની સત્તા દૃઢ સમજવી. વિવેક વૈરાગ્યની છાપ આપણા અંતઃકરણમાં પાડવા સારૂજ તેનો અભ્યાસ કરવો અન્યને સમજાવવા કે દેખાડવાના ભાવને અંતરમાં અવકાશ આપવો નહિ. જો એમ થશે તો બધી બાબત કેવળવાણીમાંજ રહી જશે. એ ખાસ ધ્યાનમાં રાખવું.

(૩) સંપત્તિ 'છ' છે (૧) શમ, (૨) દમ, (૩) શ્રદ્ધા, (૪) સમાધાન, (૫) તિતિક્ષા, (૬) ઉપરામ. વ્યવહારમાં સંપત્તિ વિના મનુષ્ય સંસારનાં સુખાભાસ સાધનો પણ જયારે મેળવી શકતો નથી તો પરમાર્થમાં સત્ય સુખ આપનારાં (ખરી રીતે તે તરફ દોરી જનારાં) સાધનો સંપત્તિ-ષટ્ સંપત્તિ વિના શી રીતે મેળવી શકાય ? નજ મેળવાય. માટે ષટ્ સંપત્તિ જરૂર સાધ્ય કરવી જોઈએ. માટે અત્રે તેના લક્ષણો કહી સ્પષ્ટ કરવામાં આવે છે.

(૧) आत्मप्राप्तिजनकवेदान्तवाक्यार्थविचारेतरचिन्ता त्यागः शमः। અથવા मनो निग्रहः शमः અગર स्वलक्ष्य मनसो नियतावस्था शमः। વા लौकिक व्यापारात् मनस उपरमः शमः। અર્થો—આત્મ પ્રાપ્તિને ઉત્પન્ન કરનાર વેદાન્ત વાંકયોના વિચાર વિના અન્ય સર્વ ચિન્તાઓનો ત્યાગ કરવો તેનું નામ શમ છે. અથવા મનનો નિગ્રહ કરવો તે શમ. અગર પ્રત્યક્-અંતરાત્મામાં મનની નિયતાવસ્થા-નિરંતર સ્થિતિ તેને શમ કહે છે. વા લૌકિક વ્યાપારથી મનની ઉપરામતા તેને શમ કહે છે.

(૨) अनात्मस्वरूप श्रवणस्पर्शनदर्शनादावप्रवृत्तिर्दमः। અથવા इन्द्रिय-निग्रहः दमः અગર उभयेषामिन्द्रियाणां विषयेभ्यः परावर्त्य स्वस्वगोलके स्थापनं दमः। વા बाह्य करणानामुपरमो दमः। અર્થો—અનાત્મરૂપ-

જડ-નું શ્રવણ-સાંભળવું, સ્પર્શ ન અડકવું, દર્શન-જોવું વિગેરેમાં. પ્રવૃત્તિ ન કરવી એ દમ કહેવાય છે. અથવા ઇન્દ્રિયોનો નિગ્રહ કરવો તે દમ. અગર બેઉ પ્રકારની ( કર્મેન્દ્રિય અને જ્ઞાનેન્દ્રિય ) ઇન્દ્રિયોને વિષયમાંથી પાછીવાળી પોત પોતાના ગોલકમાં સ્થાપન કરવી તે દમ કહેવાય છે. વા બહારનાં કરણો-સાધનોનો ઉપરામ તે દમ કહેવાય છે.

(૩) गुरुवेदान्तेष्वास्तिक्यबुद्धिः श्रद्धा। અથવા निगमाचार्यवाक्येषु भक्तिः श्रद्धा। અગર सर्वत्रास्तिकता श्रद्धा। અર્થો—ગુરૂ અને વેદાન્તમાં આસ્તિક બુદ્ધિ એ શ્રદ્ધા કહેવાય છે. અથવા વેદ અને આચાર્યનાં વાક્યોમાં ભક્તિ તે શ્રદ્ધા અગર સર્વત્ર આસ્તિકતા તે શ્રદ્ધા કહેવાય છે.

(૪) वेदान्तविचारविरोधिशीतोष्णादिद्वन्द्वसहनं तितिक्षा। અથવા अप्रतीकारपूर्वकं चिन्ताविलापरहितंच सर्वदुःखानां सहनं तितिक्षा। અગર द्वन्द्व सहनं तितिक्षा। અર્થો—વેદાન્ત વિચારમાં વિરોધ કરનાર ટાઢ અને તાપ વિગેરે દ્વન્દ્વ-જોડકાં-નું સહન કરવું. તે તિતિક્ષા. અથવા. અપ્રતીકારપૂર્વક-ઉપાય વિના અને ચિન્તા તથા વિલાપ રહિત સર્વ દુઃખો સહન કરવાં એ તિતિક્ષા કહેવાય છે. અગર દ્વન્દ્વ-જોડકાં ( માન અપમાન, લાભહાનિ, સુખ દુઃખ ) નું સહન કરવુ એ તિતિક્ષા કહેવાય છે.

(૫) बुद्धेः स्थिरीकरणं समाधानम्। અથવા सल्लक्ष्ये चित्तैकाग्र्यं समाधानम्। અગર शुद्धे ब्रह्मणि बुद्धेः सर्वदा स्थापनं समाधानम्। વા निद्रालस्यप्रमादत्यागेन मनः स्थितिः समाधानम्। અર્થો—બુદ્ધિને સ્થિર રાખવી-નિશ્ચય ઉપર દૃઢ રહેવું એ સમાધાન કહેવાય છે. અથવા

પરમાત્મ સ્વરૂપમાં ચિત્તની એકાગ્રતા કરવી એ સમાધાન. અગર શુદ્ધ બ્રહ્મમાં બુદ્ધિની સદાય સ્થાપના તે સમાધાન. વા નિદ્રા, આલસ્ય અને પ્રદામાદનો પરિત્યાગ કરી મનને સ્વરૂપમાં સ્થિર રાખવું એ સમાધાન કહેવાય છે.

(૬) शरीरस्थित्युपायात् शुद्धान्नग्रहणादन्यत्र लौकिकवैदिककर्मणो हानं वेदान्तेषु प्रवृत्तिश्च उपरामः। અથવા स्वधर्मानुष्ठानमेव उपरामः। અગર वृत्तेर्बाह्यानालम्बनं उपरामः। વા ज्ञानार्थ विहितनित्यादिकर्म संन्यास उपरामः। અર્થો—શરીરની સ્થિતિ માટે શુદ્ધ અન્ન પ્રાપ્ત કરવાના ઉપાય સિવાય, બીજાં લૌકિક વૈદિક સર્વ કર્મના ત્યાગ પૂર્વક વેદાન્તમાં પ્રવૃત્તિ તેનું નામ ઉપરામ છે. અથવા સ્વધર્મનું અનુષ્ઠાન એજ ઉપરામ છે. અગર વૃત્તિને બાહ્ય આલંબનથી રહીત કરવી એ ઉપરામ, વાં તત્વજ્ઞાનમાટે નિત્યાદિ વિહિત કર્મનો સંન્યાસ તે ઉપરામ કહેવાય છે. ઉપર કહેલી ૭ સંપત્તિ મળીને એકજ સાધન ગણાય છે, એટલે તે ત્રીજું છે.

(૪) ચોથું સાધન મુમુક્ષુતા છે. अविद्यातत्कार्यनिवृत्तिः मोक्षः तमिच्छुर्मुमुक्षुः तस्य भावः मुमुक्षुता। અથવા संसारबन्धनिर्मुक्तये या सुदृढा बुद्धिः सा मुमुक्षुता। અગર अज्ञानकल्पितान् अहंकारादिदेहान्तान् बन्धान् स्वस्वरूपावबोधेन मोक्तुमिच्छा मुमुक्षुता। વા नित्यशुद्धबुद्धमुक्त सत्यस्वभावब्रह्मज्ञानं मोक्षस्य कारणमित्युपश्रुत्य तज्जिज्ञासा मुमुक्षुता। અર્થો—અવિદ્યા અને તેના કાર્યની નિવૃત્તિ એ મોક્ષ, તેની ઇચ્છા કરે તે મુમુક્ષુ તેનો ભાવ મુમુક્ષુતા. અથવા સંસારબંધથી મુક્ત થવાની જે દૃઢ બુદ્ધિ તે મુમુક્ષુતા. અગર અજ્ઞાનથી કલ્પિત અહંકારથી દેહસુધીના બંધોને સ્વસ્વરૂપના બોધ વડે મૂકવાની

ઇચ્છા તે મુમુક્ષુતા, વા નિત્ય, શુદ્ધ, મુક્ત, સત્ય સ્વભાવ બ્રહ્મ જ્ઞાન એજ મોક્ષનું કારણ છે એમ વેદાન્ત દ્વારા સાંભળી તેને જાણવાની ઇચ્છા થવી તે મુમુક્ષુતા, તેનું બીજું નામ જિજ્ઞાસા પણ કહેવામાં આવે છે અને જિજ્ઞાસાવાળાને જિજ્ઞાસુ પણ કહે છે. વિવેકથી લઇને મુમુક્ષુતા સુધીનાં ચાર સાધનો ઉપરાંત. શ્રવણ, મનન, નિદિધ્યાસન અને તત્પદ તથા ત્વંપદનું શોધન એ ચાર મળી આઠ સાધનો કહેવાય છે. એ આઠ સાધનો જ્ઞાનમાં ઉપકારક છે. તેનું સપ્રેમ અનુષ્ઠાન કરવામાં આવે તો સર્વ જગત્ જગદીશ્વર રૂપે ભાસે છે. ( ૧૨-૧૩-૧૪-૧૫ )

અભ્યાસ પૂર્વક કરેલા અનુભવથી બુદ્ધિનો વિકાસ થાય છે. તેથી ઉક્ત ચાર સાધનોનો અભ્યાસી પુરૂષજ હવે કહેવામાં આવનારાં ચાર સાધનોનો સદુપયોગ કરી શકે છે. પાયા વિનાનું મકાન ગમે તેવું ભવ્ય દેખાતું હોય છતાં સહજ આંચકો વાગતાં પડી જાય છે. તેમ સાધન સંપન્નતા વિના વેદાન્તનું શ્રવણ માત્ર વાણીમાં રહી જાય છે અને સહજ દુ:ખમાં મન ગભરાય જાય છે માટે સાધન સંપન્ન થઇને શ્રવણાદિ ચાર સાધનોનો અભ્યાસ કરવો અગત્યનો છે એમ સમજી અત્ર તેની સ્પષ્ટતા કરવામાં આવે. છે તેનાં નામો પ્રથમ કહેલાં છે ક્રમથી અત્રે તેનાં લક્ષણ કહેવામાં આવે છે.

(૧) वेदान्तानामद्वितीये ब्रह्मणि तात्पर्यावधारणानुकूलमानसी क्रिया श्रवणम । અથવા श्रोत्रियब्रह्मनिष्ठगुरूमुखात् श्रुतिवाक्यार्थविज्ञानं श्रवणम् । અર્થો વેદાન્તનું એક બ્રહ્મમાં તાત્પર્ય છે તેનો નિશ્ચય કરવા, તેને અનુકૂલ માનસીક ક્રિયા તેનું નામ શ્રવણ. અથવા.

શ્રોત્રિય બ્રહ્મનિષ્ઠ સદ્‌ગુરૂના મુખથી શ્રુતિવાકયોના અર્થનું વિજ્ઞાન સાંભળવુ તેનું નામ શ્રવણ.

(૨) श्रुतस्यार्थस्योपपत्तिभिः चिन्तनं मननम् । અથવા साधक-बाधकप्रमाणोपन्यासरुपयुक्तिभिस्तदर्थानुचिन्तनं मननम् । અર્થાત્–સાંભળેલા અર્થનું હેતુ–યુક્તિ વડે ચિન્તન કરવુ તેનુ નામ મનન. અથવા સાધક બાધક અનુમાન, ઉપમાન, અર્થાપત્તિ, અનુપલબ્ધિ વગેરે પ્રમાણોના વિચારરૂપ યુક્તિ વડે શ્રુતિના અર્થનુ ચિન્તન કરવું એ મનન કહેવાય છે.

(૩) विजातीयप्रत्ययतिरस्कारेण सजातीयप्रत्ययप्रवाहीकरणं निदिध्यासनम् । અથવા श्रुतार्थस्य नैरंतर्येण दीर्घकालमनुसंधान निदिध्यासनम् । અર્થાત્ જગતની સત્યતાનો ભાવ એ વિજાતીય પ્રવાહ છે તેના જ્ઞાનનો તિરસ્કાર કરી ( મનમાંથી કાઢી નાખી ) આત્મસ્વરૂપ સત્ય છે એવી અખંડ ધારા ચલાવવી એ સજાતીય પ્રવાહ છે તેને વહેવ-રાવવો એ નિદિધ્યાસન કહેવાય છે. અથવા-જે આત્મ અભેદનો અર્થ સાંભળ્યો છે તેનુ નિરંતર, દીર્ઘકાળ સુધી અનુસંધાન કરવું તેનુ નામ નિદિધ્યાસન છે. એને જ્યારે મનુષ્ય બરાબર આચારમાં ઉતારે છે ત્યારે આ સંસાર પરમાત્મરૂપ સમજાય છે. ૧૧

અંતિમનાં ચાર સાધનોમાંનું ચોથું સાધન તત્પદ અને ત્વંપદનું શોધન એ છે तत्त्वमसि .એ વેદનુ મહાવાકય છે. તેમાં તત્પદ, ત્વંપદ અને અસિ એવાં ત્રણ પદ છે તત્પદ એ ઈશ્વર વાચક છે અને ત્વંપદ એ જીવ વાચક છે. અને અસિ પદમાં તેની એકતા છે. પરંતુ પ્રથમ તત્પદ અને ત્વંપદનુ શોધન કરવું પડે છે. સામાન્ય રીતે માયા ઉપાધિવાળો ઈશ્વર કહેવાય છે.

અને અવિદ્યારૂપ ઉપાધિ યુક્ત જીવ કહેવાય છે. માયા અને અ-વિદ્યાનું વિવેચન આગળ આવવાનું છે જેથી અત્રે કરેલ નથી. એ ઉભય ઉપાધિ માયા અને અવિદ્યા બાદ કરીએ તો તત્પદનો લક્ષ્ય અર્થ શુદ્ધ ચેતન થાય છે તથા ત્વંપદનો લક્ષ્ય અર્થ શુદ્ધ ચેતન થાય છે. અર્થાત્ ચૈતન્ય એક છે દાખલા તરીકે ગંગા-નદીમાં રહેલું જળ તેને લોટામાં ભરીએ તો. લોટાનું અને નદીનું જળ એક છે પણ નદીના જળની ઉપાધિ કિનારા છે અને લોટો તેની અંદરના જળની ઉપાધિ છે. જો બેઉ ઉપાધિને છોડી કેવળ જળ તરફ દષ્ટિ કરીએ તો તે એકજ છે. તેજ પ્રમાણે જીવ ઇશ્વર પણ ચૈતન્ય રૂપે એક છે. આ તત્પદ ને ત્વંપદની કુંચી શોધ છે તેનો વિસ્તાર આગળ ઉપર કરવામાં આવશે. આ રીતે જે અભેદ ભાવના સમજાય તેથી થનાર મોક્ષને કૈવલ્ય મુક્તિ કહેવામાં આવે છે. બીજા ચાર પ્રકારથી પણ મુક્તિ માને છે. કૈવલ્ય મુક્તિ પામનાર પુરૂષ સંપૂર્ણ ભવ ( સંસાર ) ને ભવ ( મહાદેવ ) સ્વરૂપે જુએ છે. (૧૭)

એકજ પરમાત્મા પોતાની માયાના યોગે બહુરૂપે ભાસી રહેલ છે. અને પ્રકૃતિ ભિન્ન હોવાથી અનેક વિચિત્રતા દેખાય છે તેથી એવી જનશ્રુતિ છે કે मुंडे मुंडे मतिर्भिन्ना ॥ કપાલે કપાલે જૂદી મતિ. તદનુસાર પરમાત્માનું સ્મરણ કરનાર પણ ભિન્ન ભિન્ન શક્તિવાળાજ હોય છે એ બાબતને લક્ષમાં રાખીને શ્રુતિ પણ કહે છે કે तं यथा यथोपासते तथैव भवति । તે પરમાત્માને જેવા જેવા પ્રકારથી ઉપાસે છે તે તે વિશિષ્ટરૂપ પરમેશ્વરને તે અધિકારી પામે છે. તેજ વાત શ્રી મહાદેવજીએ પણ શ્રીરામ-ચંદ્ર પ્રતિ કહેલ છે કે—

**येनाकारेण ये मर्त्या मामेवैकमुपासते ।**
**तेनाकारेण तेभ्योऽहं प्रसन्नो वांछितं ददे ॥**

**અર્થ**—આ જીવો, મને એકજ પરમાત્માને જે જે આકાર વાળો ધારી ઉપાસના કરે છે તે તે આકાર વડે હું પરમેશ્વર પ્રસન્ન થઇને તે ઉપાસકોને વાંછિત અર્થ આપુ છું. તેમજ શ્રીકૃષ્ણ પરમાત્મા એ પણ શ્રીભગવદ્ ગીતામા કહેલ છે કે—

**यंयं वापि स्मरन्भावं त्यजत्यंते कलेवरं ।**
**तं तमेवैति कौंतेय सदा तद्भाव भावितः ॥**

**અર્થ**—જે જે ભાવને સ્મરતાં મનુષ્ય શરીરને છોડે છે. તે તે ભાવથી ભાવિત થયેલો પુરૂષ તેનેજ પામે છે. ભાવના કરવી એ કામ મનનું છે. તેથી મનુષ્યે પોતાના મનને જેટલું કેળવ્યુ હોય છે તે પ્રમાણેજ તે ભાવના કરી શકે છે. "**મનુષ્યભાવની વિસ્મૃતિ પૂર્વક ઉપાસ્ય દેવ ભાવનિ પ્રાપ્તિ**" એજ ભાવનાનું ઉત્કર્ષપણું છે. ને "**મનુષ્યભાવનું કિંચિત્ પણ સ્મરણ તે સહીત ઉપાસ્ય દેવ ભાવની પ્રાપ્તિ**" એ ભાવનાનું મંદત્વ છે. તેના યોગે મુક્તિના ચાર ભેદ પડે છે. (૧) સાલોકય (૨) સામીપ્ય (૩) સારૂપ્ય (૪) સાયુજય. એમ કહેવાય છે (૧) પરમાત્માના (જે દેવને ઉપાસતા હોઇએ તે દેવના) લોકમાં નિવાસ એ સાલોકય કહેવાય છે. (૨) ઇશ્વરની સમીપ રહેવું તેનું નામ સામીપ્ય (૩) ઈશ્વર (પોતાના જે ઇષ્ટ હોય તેનાં) સ્વરૂપની પ્રાપ્તિ તેનું નામ સારૂપ્ય કહેવાય છે (૪) જગત્‌ની ઉત્પત્તિ

વિગેરે વ્યાપાર સિવાય પરમેશ્વર સમાન ઐશ્વય તથા ભોગની પ્રાપ્તિ એ સાયુજયનામની મુક્તિ કહેવાય છે. આવા મુક્તિના ભેદ પડવામાં કારણ પ્રથમ બતાવ્યુ તેજ ( ભાવનાની મંદતા ) છે. જો સંપૂર્ણ અભેદરૂપ બની રહે પૃથક્ અભિમાન ન સ્ફુરે તો કૈવલ્ય બ્રહ્મરૂપ મુક્તિને પામે છે. અને તેજ સમયે પ્રણવજ જગ તરૂપ થયો છે એમ સમજાતા પરમ શાન્તિ અનુભવાય છે. (૧૮)

## द्वितीय पदनुं विवरण.

વર્તમાન સમયમાં કોઇ કોઈ બગીચામાં ભૂલભૂલામણી બનાવવામાં આવે છે તે મેંદીથી બનાવવામાં આવે છે. પછી કોઇ માણુસ તેમાં પેશી જાય તો એકાએક પછીથી નીકળી શકતો નથી તેજ રીતે જીવાત્મા પણ સંસાર રૂપ ભૂલભૂલામણીમાં પડયો છે સંસાર ભૂલભૂલામણી વાસના રૂપી વાડથી બનાવેલી છે. એ વાસનાને યોગે જીવાત્મા જગતમાં અટકી રહ્યો છે એટલુંજ નહિ પણ વાસના વિવશ થઇને ઉદ્‌ભિજ એટલે પૃથ્વીને ફાડીને ઊગનાર ઝાડ વગેરે, અંડજ એટલે ઇંડામાંથી ઉત્પન્ન થનાર, સર્પો, પક્ષીઓ, વિગેરે સ્વેદજ એટલે પરસેવામાંથી પેદા થનાર જૂ માકડ વિગેરે ઉલ્બજ-જરાયુજ એટલે ઓરથી આવૃત થઇ ( ઢંકાઇ ) ને જન્મનાર પશુ, માણુસ વિગેરે ચારે ખાણોમાં જન્મ મરણના ચક્રે ચડીને અથડાયાજ કરે છે. પરંતુ એ બધી વાત મનની માન્યતા ઉપર નિર્ભર છે તત્વજ્ઞની દૃષ્ટિએ તો સર્વ વિવર્ત રૂપ બ્રહ્મ ૐ પરમાત્માજ છે. ૧-૨.

વેદાન્તના ચરમ ( છેલ્લા ) સિદ્ધાન્ત પ્રમાણે તો આ જગત ત્રિકાલમાં થયુજ નથી સર્વત્ર પરિપૂર્ણ આનંદ બ્રહ્મજ વિલસે છે.-પણ જન્મથી લઇ દીર્ઘ કાળ પર્યંત અંધારામાં ઉચ્છેરેલો મનુષ્ય સૂર્યના પ્રચંડ તેજને એકદમ સહન કરી શકતો નથી તેમ અદ્વૈત સિદ્ધાન્ત પણ સંસારાસક્ત, અજ્ઞાનગ્રસ્ત જીવાત્માથી એકએક જીરવી શકાતો નથી. તેમ બ્રહ્મ ભાવનાનો સતત પ્રવાહ વાસના વાસિત મન સતત નિભાવી શકતું નથી માટે જ્ઞાતા પુરૂષોએ-આચાર્યોએ અધ્યારોપાપવાદ ન્યાયથી તે સ્વરૂપ સમજાવવા યોજના કરેલી છે. તેથી પ્રથમ જે પરમાત્મા શુદ્ધ, બુદ્ધ અને મુક્ત છે તેમાં જગતનો આરોપ કરવામાં આવે છે પછી તેનો અપવાદ કરી શુદ્ધ સ્વરૂપ સમજાવે છે. ઉપનિષદોમાં સૃષ્ટિની ઉત્પત્તિ ભિન્ન ભિન્ન પ્રકારથી વર્ણવી છે તેનું તાત્પર્ય એ છે કે જિજ્ઞાસુ લય ચિંતનનો ક્રમ સમજી પોતાના સ્વરૂપને મેળવી શકે. સૃષ્ટિ સ્વરૂપ સમજાવવા માટે નથી તે ખાસ ધ્યાનમાં રાખવું.

અદ્વૈત શાસ્ત્રમાં માત્ર કલ્પિત સૃષ્ટિ છે. અન્ય વિશ્વ છેજ નહિ તેમ શબ્દપ્રમાણજ મુખ્ય છે. **અજ્ઞાન કૃત જગત્ તે બીજું કાંઇ નહિ પણ જેને પ્રથમ નામ રૂપ ન હતાં તેને નામ રૂપ આરોપ્યાં એટલુંજ છે.** બાકી મૂળવસ્તુમાં કાંઇ વિકાર કે પરિણામ થયુજ નથી. તો નામ રૂપ માત્રનું અધિષ્ઠાન અભેદમય એક રસ છે તેમ અનુભવાય એટલે અજ્ઞાનનો કાર્ય સહિત નાશ થયોજ. વેદાન્તમાં બાબતતો આટલીજ છે. પરંતુ અહંમમરૂપ કલ્પનાનાં બંધન એવા તો દૃઢ થયાં છે કે

આ વાત એકાએક ધારીજ શકાતી નથી માટેજ સૃષ્ટિની ઉત્પત્તિ આદિ પ્રકાર કહી છેવટ શુદ્ધ સ્વરૂપ સમજાવવામાં આવે છે.

વેદાન્તમાં પ્રથમ અજ્ઞાન અથવા માયાને સ્વીકારી તેમાંથી આ વિશ્વની ઉત્પત્તિ માની છે. જેમ વ્યવહારમાં અમુક પુરૂષની કન્યાને અમુક પુરૂષ પોતાની સ્ત્રી માની લે છે. તે પ્રમાણે માયાને માનવીજ પડે છે. કેટલાએક પુરૂષો પ્રથમજ માયા શું છે તેને સમજવા યત્ન કરે છે. પરંતુ અમુક પ્રકારની યોગ્યતા આવ્યા વિના માયાનું સ્વરૂપ સમજવામાં આવતુજ નથી. જ્યારે જીવાત્મા સંસારના ભોગથી કંટાળી પરમાત્મા તરફ વળે છે અને સાધન ચતુષ્ઠય સંપન્ન થાય છે ત્યારે તેને એ અજ્ઞાન અથવા માયાનું સ્વરૂપ અનિર્વચનીય સમજાવવામાં આવે છે. વિદ્વાન્ પુરૂષોએ અજ્ઞાન સ્વરૂપ ઉપર બહુજ ઉંડા વિચારો કર્યા છે પણ તેમાં વેદાન્તનાં આકર ગ્રંથોના અભ્યાસની જરૂર છે. જે જિજ્ઞાસુ તેવા ગ્રંથો જાણતા નથી તેમના મનનું સમાધાન થાય એમ સરલ રીતેજ અત્ર વિવેચન કરવામાં આવે છે. પરમાત્માની અવ્યક્ત શક્તિ જેને માયા કહેવામાં આવે છે તેમાંથીજ સર્વ વિશ્વ થાય છે : એ અવ્યક્ત શક્તિનુ સ્વરૂપ સમજાવતાં શ્રીમજ્જગદ્ગુરૂ શંકરાચાર્ય વિવેકચૂડામણિ નામે ગ્રંથમાં કહે છે કે:—

**अव्यक्तनाम्नी परमेशशक्तिरनाद्यविद्या त्रिगुणात्मिकापरा ।**
**कार्यानुमेया सुधियैव माया यया जगत्सर्वमिदं प्रसूयते ॥**

सन्नाप्यसन्नाप्युभयात्मिका नो भिन्नाप्यभिन्नाप्युभया-
त्मिका नो ।
सांगाप्यनंगाप्युभयात्मिका नो महाद्भुतानिर्वचनीयरूपा ॥

અર્થ—અવ્યક્ત નામ્ની પરમેશ્વરની અનાદિ અવિદ્યા શક્તિ છે. તે ત્રણ ગુણવાળી અને કાર્યથી પર છે. કાય ઉપરથી અનુમાન કરીને બુદ્ધિવાન્ જાણે છે. જે માયાએ સંપૂર્ણ સ્થાવર જંગમ રૂપ પ્રપંચને ઉત્પન્ન કર્યો છે. એ માયાને ચેતન સમાન સત્‌રૂપ વડે કથન કરી શકાય તેમ નથી તેમ એ માયાને શશ-શૃંગ જેવી અસત્ પણ કહી શકાય તેમ નથી. તથા સત્ અસત્ ઉભય રૂપા પણ કહેવાય તેમ નથી. તેમજ માયાને ચેતનથી ભિન્ન રૂપવાળી પણ કહેવાય નહિ તથા ચેતનથી અભિન્ન રૂપ પણ માયાનું સંભવે નહિ. તેમજ ભિન્ન અભિન્ન ઉભય રૂપા પણ કહેવાય નહિ. માયા સા અવયવવાળી પણ કહેવાય નહિ તેમ અંગ રહિત પણ ગણાય નહિ. કારણ નિરવયવમાં પરિણામી ઉપાદાનતા સંભવે નહિ. તેથી તે મહાન્ અદ્‌ભૂત રૂપ વાળી અનિર્વચનીયરૂપ છે કોઈ પ્રમાણ વડે માયાનું સ્વરૂપ જાણી કે જણાવી શકાતું નથી. અત્રે સામાન્ય સમજણ માટે માયા વિગેરેનાં લક્ષણો આપવામાં આવે છે. પ્રથમ અજ્ઞાનનું લક્ષણ એ છે કે सदसद्विलक्षणमनादिभावरूपं ज्ञाननिवर्त्यमज्ञानम् । અથ-સત્ અસદ્‌થી વિલક્ષણ અનાદિ ભાવ રૂપ અને જ્ઞાન વડે નિવત થવાને યોગ્ય તે અજ્ઞાન તથા स्वाश्रयाऽव्यामोहकरी माया । અથ-પોતાના આશ્રય વડે મોહ ન કરે તેનુ નામ માયા અને

स्वाश्रयव्यामोहकरी अविद्या । અર્થ-પોતાના આશ્રય વડે મોહ કરે તે અવિદ્યા. ઉક્ત પ્રકારનુ જે અજ્ઞાન છે તેમાંથી અપંચી· કૃત ( પરસ્પર નહિ મળેલાં ) ભૂતો ઉત્પન્ન થાય છે તેનુ પંચી- કરણ થતાં દશ્ય સંસાર ઉત્પન્ન થાય છે. તાણાવાણા રૂપે ભિન્ન ભિન્ન સૂત્ર પડયું હોય છે ત્યાં સુધી વસ્ત્ર દેખાતું નથી પણ જયારે તાણો ને વાણો મળે છે ત્યારે વસ્ત્ર દષ્ટિગોચર થાય છે તેજ પ્રમાણે પૃથ્વી, જળ, અગ્નિ, વાયુ ને આકાશ એ પંચભૂતોનુ પંચીકરણ થયુ નથી .ત્યાં સુધી એ ભૂતો પણ દેખાતા નથી એનું પંચીકરણ થાય ત્યારે તે દેખાય છે ભૂતોના પંચીકરણનો પ્રકાર નિમ્નરીત્યા બને છે.

પ્રથમ દરેક ભૂતના સરખા બે બે ભાગ કરવા. પછી દરેક અર્ધ ભાગના ચચ્ચાર ભાગ કરવા ને પછી જે ભૂતના અર્ધ ભાગના ચાર ભાગ કર્યા હોય તે ભૂત સિવાય બીજાં ચાર ભૂતોને તેમાંનો એકેક ભાગ આપી દેવો. એ રીતે કરવાથી દરેક ભૂતનો પોતાનો અર્ધ ભાગ અને બાકીના ભૂત પાસેથી મળેલો એકેક ભાગ મળી કુલ પાંચ ભાગ થાય છે એટલે બધા મળી કુલ પચીસ ભાગ થશે. તે આગળ બતાવેલા કોષ્ટકથી વધારે સ્પષ્ટ સમજાશે.

# પંચીકરણની સમજણનું કોષ્ટક.

| ભૂતો | પૃથ્વી | જળ | અગ્નિ | વાયુ | આકાશ |
|---|---|---|---|---|---|
| પૃથ્વી | અસ્થિ | શોણિત | આળસ | સંકોચન | કટયાકાશ |
| | ૮ | ૨ | ૨ | ૨ | ૨ |
| જળ | માંસ | શુક્ર | કાન્તિ | ચલન | ઉદરાકાશ |
| | ૨ | ૮ | ૨ | ૨ | ૨ |
| અગ્નિ | નાડી | મૂત્ર | ક્ષુધા | વલન | હૃદયાકાશ |
| | ૨ | ૨ | ૮ | ૨ | ૨ |
| વાયુ | ત્વચા | સ્વેદ | તૃષા | ધાવન | કંઠાકાશ |
| | ૨ | ૨ | ૨ | ૮ | ૨ |
| આકાશ | રોમ | લાળ | નિદ્રા | પ્રસારણ | શિરાકાશ |
| | ૨ | ૨ | ૨ | ૨ | ૮ |

**સમજણ—**દરેક ભૂત એટલે (સમજણની સરલતા માટે) સોળ આના સમજવા. પ્રથમ દરેક ભૂતના બબે ભાગ કર્યા એટલે પૃથ્વીના આઠ આના, આઠ આના એમ બે ભાગ કર્યા તેમાંથી પૃથ્વી પ્રાધાન્ય અસ્થિ એ મૂખ્ય (આઠ આના) ભાગ છે. પછી તેમાં (બે આના) શોણિત (લોહી) એ જળનો ભાગ છે. (બે આના) આળસ એ તેજનો ભાગ છે. (બે આના) સંકોચન એ વાયુનો ભાગ છે (બે આના) કટયાકાશ એ આકાશનો ભાગ છે. એ રીતે બીજા ચાર ભૂતોના બબે આના મળી આઠ આના થયા એટલે (સોળ આના) પૃથ્વી તત્ત્વ પંચીકૃત થયુ. તેજ પ્રમાણે જળ તત્ત્વમાં શુક્ર (વીર્ય) એ મુખ્ય આઠ આના છે પછી (બે આના) માંસ પૃથ્વીનો, (બે આના) કાન્તિ અગ્નિનો, (બે આના) ચલન વાયુનો, (બે આના) ઉદરાકાશ આકાશનો ભાગ એમ મળી જળતત્ત્વ પંચીકૃત થાય છે. આ રીતે કોષ્ટક ઉપરથી પાંચે ભૂતોનો પ્રકાર સમજી લેવો. એનુજ નામ પંચીકરણ છે. ૩–૪–૫.

સત્વગુણના કાર્યરૂપ મહાકારણ શરીર કહેવાય છે. તેમાં અવિદ્યારૂપ ઉપાધિ મળતાં જીવનુ કારણ શરીર કહેવાય છે. અપંચીકૃત પંચભૂતોનો વાસનાકાર દેહ તે જીવનુ લિંગ અથવા સૂક્ષ્મ શરીર કહેવાય છે અને પંચીકૃત પંચભૂતોનો સ્થૂલ દેહ

થાય છે એ ચારે શરીરની અનુક્રમે તુર્ય, સુષુપ્તિ, સ્વપ્ન અને જાગ્રત્ અવસ્થાઓ કહેવાય છે. અહંકાર, મન, ચિત્ત અને બુદ્ધિ એ ચાર મળીને અંતઃકરણ કહેવાય છે. વાણી, હાથ, પગ, ગુદા, અને ઉપસ્થ એ પાંચ કર્મેન્દ્રિઓ કહેવાય છે. કાન, ચામડી, આંખો, જીભ અને નાક એ પાંચ જ્ઞાનેન્દ્રિયો કહેવાય છે. અર્ધમાત્રા, મકાર, ઉકાર, અકાર એ ચાર મળીને ૐ કહેવાય છે. પરા, પશ્યંતિ, મધ્યમા, અને વૈખરી એ ચાર પ્રકારની વાણી કહેવાય છે. મુખ, કંઠ, હૃદય ને મૂર્દ્ધા એ ચાર તેનાં (વાણીનાં) સ્થાન છે. વિશ્વ, તૈજસ, પ્રાજ્ઞ અને તુર્ય એ ચાર તેના અભિમાની છે. જાગ્રત અવસ્થામાં જીવાત્માનું નેત્ર સ્થાન છે. સ્વપ્ન અવસ્થામાં કંઠમાં રહે છે, સુષુપ્તિ અવસ્થામાં હૃદયમાં અને તુર્ય અવસ્થામાં મૂર્દ્ધામાં રહે છે; સ્થૂલ, શૂક્ષ્મ, સુખ અને આનંદ એ ચાર તેના ભોગ છે. તેમજ ક્રિયા, જ્ઞાન, ઈચ્છા અને દ્રવ્ય એ ચાર શક્તિઓ છે શુદ્ધસત્વ, સત્વ, રજ અને તમ એ ચાર ગુણો છે. કવિતા પર દૃષ્ટિ રાખી અર્થ કરેલા હોવાથી આ કહેલી ચરચાર વાતો બરાબર સમજાય માટે નીચે કોષ્ટકમાં આપવામાં આવે છે.

| શરીર | અવસ્થા | સ્થાન | વાણી | ભોગ | શક્તિ | ગુણ | માત્રા | અભિમાની |
|---|---|---|---|---|---|---|---|---|
| સ્થૂલ | જાગ્રત્ | નેત્ર | વૈખરી | સ્થૂલ સુખદુઃખ પ્રસિદ્ધ | ક્રિયાશક્તિ જાગ્રત્માં વ્યવહાર | રાજસ્ | અકાર | વિશ્વ |
| સૂક્ષ્મ | સ્વપ્ન | કંઠ | મધ્યમા | પ્રવિવિક્ત સ્વપ્નનાં સુખદુઃખ | જ્ઞાનશક્તિ | સત્વ | ઉકાર | તૈજસ્ |
| કારણ | સુષુપ્તિ | હૃદય | પશ્યન્તિ | આનંદ કેવલસુખ અજ્ઞાનસહ | દ્રવ્યશક્તિ | તામસ્ | મકાર | પ્રાજ્ઞ |
| મહા-કારણ | તુર્ય | મૂર્દ્ધા | પરા | આનંદાવ ભાસભોગ નિર્વિકલ્પ | ઇચ્છાશક્તિ | શુદ્ધસત્વ | અર્ધમાત્રા | પ્રત્યગાત્મા (તુર્ય) |

બતાવેલ તત્ત્વોનો વિશેષ વિચાર પંચીકરણ ઉપરથી સમજી લેવો. પાંચ કર્મેન્દ્રિય, પાંચ પ્રાણ, પાંચ જ્ઞાનેન્દ્રિય, મન અને બુદ્ધિ એ સતરતત્ત્વો લીંગશરીરનાં ગણાય છે તેમાં અનેક પ્રકારની વાસનાનો ભંડાર છે જેના યોગે જીવાત્મા સંસારચક્રમાં ફર્યા કરે છે તેનો નાશ થતાં જીવાત્મા પરમાત્માસ્વરૂપ થાય છે એનુંજ નામ મોક્ષ છે ત્યારેજ સર્વત્ર પરમાત્મા છે એમ સમજાય છે અને જે સુખની શોધ કરીએ છીએ તે સુખ પ્રાપ્ત થાય છે અસ્તુ. ( ૬-૭-૮-૯-૧૦-૧૧ )

રાજ્યમાં લક્ષ્મીનું સંરક્ષણ કરવા માટે જે ભંડાર રાખવામાં આવે છે તેને કોશ કહે છે તલવારપરના મ્યાનને પણ કોશ કહે છે. એ રીતે આત્માના સ્વરૂપને જે ઢાંકનાર છે તેને પણ કોશજ કહેવામાં આવે છે. તે કોશ પાંચ છે (૧) અન્નમય (૨) પ્રાણમય (૩) મનોમય (૪) વિજ્ઞાનમય (૫) આનંદમય. એ પાંચ કોશોનું સ્વરૂપ નીચે પ્રમાણે છે તેમાં પ્રથમ દરેકને અનુભવમાં આવતો અન્નમય કોશ છે તેને સમજાવતાં પૂજ્યપાદ શ્રીશંકરભગવાન કહે છે કે-

देहोऽयमन्नभवनोऽन्नमयस्तु कोशो ।
ह्यन्नेन जीवति विनश्यति तद्विहीनः ॥
त्वक् चर्म मांस रुधिरास्थि पुरीशराशि-
र्नायं स्वयं भवितुमर्हति नित्यशुद्धः ॥

ભાવાર્થ—આ શરીર અન્નમાંથી ઉત્પન્ન થાય છે. (માણસ જે અન્ન ખાય છે તેનો રસ, તેનું લોહી, લોહીનું માંસ, તેનો

મેદ, તેનાં અસ્થિ, તેનાથી મજ્જા, અને તેનું વીર્ય થાય છે તેનો રજની સાથે સંબંધ થતાં શરીર ઉત્પન્ન થાય છે,) અન્ન વડેજ તેનું પોષણ થાય છે અર્થાત્ અન્ન ખાઇને જીવે છે. અન્ન ન મળે તો શરીરનો નાશ થાય છે માટે તેને અન્નમય કોશ કહે છે. તેમાં ચામડી, માંસ, લોહી, હાડકાં, વિષ્ટા અને મુત્ર હોય છે. ચામડી વિગેરેના ઢગલારૂપ અશુદ્ધ શરીર; નિત્ય શુદ્ધ આત્મા હોઇ શકેજ નહિ.

યાસકાચાર્યે એ અન્નમય કોશ (શરીર) ને છ વિકારવાળો કહેલ છે जायते, अस्ति, वर्द्धते, विपरिणमते, अपक्षीयते, विनश्यति। જન્મે છે, છે, વધે છે, પરિણામ પામે છે, ઘરડો થાય છે ને નાશ પામે છે .આ છએ વિકારો સ્થૂલ શરીરમાં પ્રત્યક્ષ જોવામાં આવે છે.

બીજો પ્રાણમયકોશ છે. તે પાંચ પ્રાણ અને પાંચ કર્મેન્દ્રિય મળીને થાય છે પ્રાણ, અપાન, વ્યાન, સમાન અને ઉદાન એ પાંચ પ્રાણ મુખ્ય છે (૧) પ્રાણ નામનો વાયુ હૃદયસ્થાનમાં રહે છે તે શ્વસ પ્રશ્વાસરૂપ કર્મ કરે છે. (૨) અપાન એ ગુદામાં રહે છે. અને મળનો ત્યાગ કરે છે. (૩) વ્યાન એ શરીરના સર્વ સ્થાનમાં રહીને દેહના સર્વ સાંધા વાળવાનું કામ કરે છે (૪) સમન એ નાભિસ્થાનમાં રહે છે. ને મનુષ્ય જે અન્ન ખાય છે તેના સ્થૂલ, મધ્યમ અને સૂક્ષ્મ એવા ત્રણ વિભાગ કરે છે. સૂક્ષ્મભાગનું મન થાય છે, મધ્યમ ભાગ પ્રાણને પોષે છે અને સ્થૂલભાગનો મળ થાય છે. મધ્યમ રસભાગને સમાન વાયુ નાડીદ્વારા આખા શરીરમાં પહોંચાડે છે ને શરીરને પોષે છે

(૫) ઉદાન એ કંઠસ્થાનમાં રહે છે ને મનુષ્ય જે અન્ન જળ ખાય પીએ છે તેના વિભાગ કરે છે. કોઇ પાંચ ઉપપ્રાણ પણ પ્રાણમય કોશમાં ગણે છે. (૧) નાગ એથી ઓડકાર આવે છે (૨) કૂર્મ એથી પલક પડે છે (આંખો બંધ થઇ ઉઘડે છે) (૩) કૃકલ તેથી છીંક આવે છે (૪) દેવદત્ત તેથી બગાસુ આવે છે (૫) ધનંજય એથી આખું શરીર પોષાય છે અને મૃત શરીરને ફૂલાવે છે.

પાંચ કર્મેન્દ્રિયમાં (૧) વાક્ એટલે વાણી તેથી બોલવાનું કામ થાય છે. (૨) પાણિ એટલે હાથ એ દેવા લેવાનું કામ કરે છે (૩) પાદ અર્થાત્ પગ એ ચાલવાનું કામ કરે છે (૪) પાયુ એટલે ગુદા એ મળ ત્યાગ કરવાનું કામ કરે છે (૫) ઉપસ્થ અર્થાત જનનેન્દ્રિય એ પ્રજાઉત્પત્તિદ્વારા આનંદનું કામ કરે છે. આ સર્વ મળીને પ્રાણમય કોશ કહેવાય છે.

ત્રીજો મનોમય કોશ કહેવાય છે. પાંચ જ્ઞાનેન્દ્રિયો અને મન મળીને મનોમય કોશ કહેવાય છે. અન્નમય કોશમાં વ્યાપીને રહેલ તેવડોજ પ્રાણમય કોશ છે. તેજ પ્રમાણે અન્નમય અને પ્રાણમય કોશમાં વ્યાપીને રહેલ મનોમય કોશ છે. અહંતા, મમતા, વિગેરે સર્વ વિકલ્પનો હેતુ આ કોશ છે. બીજી રીતે બોલીએ તો સંપૂર્ણ સંસારનું અગર જન્મમરણનું પણ કારણ છે. અદ્વૈત સિદ્ધાન્ત સ્થાપકાચાર્ય સ્પષ્ટ કહે છે કે—

न ह्यस्त्यविद्या मनसोऽतिरिक्ता
मनो ह्यविद्या भवबन्धहेतुः ।

तस्मिन्विनष्टे सकलं विनष्टं
विजृम्भितेऽस्मिन्सकलं विजृम्भते ॥

ભાવાર્થઃ—મનથી જૂદી અવિદ્યા નથી મન એજ અવિદ્યા છે ને તે સંસારના બંધનમાં કારણ છે તે અવિદ્યા નાશ થતાં બધું નાશ પામે છે અને અવિદ્યા પ્રકાશે ત્યાં સુધી સર્વ સંસાર પણ છેજ આ રીતે મનોમય કોશ સંસારનું કારણ છે.

ચોથો વિજ્ઞાન મયકોશ છે. પાંચ જ્ઞાનેન્દ્રિય અને બુદ્ધિ મળીને વિજ્ઞાનમય કોશ કહેવાય છે. બુદ્ધિમાં ચૈતન્યનું પ્રતિબિંબ પડે છે તેમાં પ્રકૃતિનો વિકાર મળતાં જ્ઞાન ક્રિયાવાળો હું એમ ઇન્દ્રિયો અને દેહને માને છે. તેજ કર્તા જીવ કહેવાય છે પૂર્વ પૂર્વની વાસના પ્રમાણે કર્મ કરે છે અને તે ભોગવે છે તેના યોગે અનેક યોનીઓને પ્રાપ્ત થાય છે એજ વિજ્ઞાનમય કોશ છે.

પાંચમો આનંદમય કોશ છે આનંદનું પ્રતિબિંબ તે આનંદમય કોશ છે કારણ શરીર–અવિદ્યામાં આત્માનું પ્રતિબિંબ એજ આનંદમય કોશ કહેવાય છે આ પાંચ કોશથી આત્મા ન્યારો છે તે નિત્ય અને શુદ્ધ છે. આત્માનાં લક્ષણનો વિચાર આગળ કરવામાં આવશે. ( ૧૨–૧૩-૧૪–૧૫–૧૬. )

ચોથો મહાકારણ દેહ છે. તેને વૃત્તિ ઉપહિત કહે છે વેદાન્તમાં ઉપહિત અને વિશિષ્ટ શબ્દો વારંવાર આવે છે માટે તેના અર્થને ધ્યાનમાં રાખી લેવા ઉપાધિવાળાને ઉપહિત કહે છે અને વિશેષણવાળાને વિશિષ્ટ કહે છે ઉપાધિ દૂર કરી શકાય છે અને વિશેષણ બહુધા દૂર થતું નથી. મનુષ્યશરીર ગોરૂં કે કાળું હોય તે વિશેષણ છે અને શરીરપર પહેરેલાં વસ્ત્ર ઉપાધિ છે. વસ્ત્ર દૂર

કરી શકાય છે. પણ શરીરનો રંગ દૂર કરી શકાતો નથી. વૃત્તિ ઉપહિત આત્મતત્ત્વમાંથી વૃત્તિ ઉપાધિ દૂર કરતાં અપાર વ્યાપક, નિત્ય, શુદ્ધ આત્મા સ્પષ્ટ થાય છે. જેને નેદં નેતિ નેતિ કહીને સમજાવે છે. જયાં વાણી વાચ્યાર્થ પહોંચી શકતો નથી પણ જેને લક્ષ્યાર્થથી સમજાવી શકાય છે તેજ આત્મા. ઉક્ત પ્રકારના જે વિચારો તેનું નામ ત્વંપદનું શોધન પણ કહેવાય છે. અવિદ્યા ઉપાધિ અને આત્મા તેનો પ્રકાશક છે. તો અવિદ્યા ઉપાધિ દૂર કરતાં પરમાત્મા કૃપાથી જીવ શુદ્ધ બ્રહ્મ સ્વરૂપ છે અને તે સુખ રૂપ છે એમ યથાર્થ અનુભવ થાય છે. ૐ. ૧૭-૧૮.

---

## તૃતીય પદનું વિવરણ.

પરમાત્માની મહાન્ શક્તિમાંથી શરીર થયું માટે દષ્ટિગોચર થનારો દેહ માયારૂપ જ છે. જેમ વસ્ત્ર સૂત્રમય છે તેમ માયા અગર અજ્ઞાન એ એક માત્ર ભાવના છે. તે ભાવનાને ફેરવી નાખીએ તો તે બ્રહ્મ ભાવના રૂપે બની જાય છે એ રીતે ત્વ પદ જે જીવ વાચક છે તેના સ્વરૂપનો વિચાર કર્યો તેજત્વં પદનું શોધન છે. જીવની અપેક્ષાએજ ઈશ્વર છે જેમ ઘડો ઉત્પન્ન થયો એટલે તેની ઉપાધિનો અંતરાય પડતાં ઘટાકાશ અને મહાકાશ એવા બે ભાગ પડયા જો ઘટાકાશ ન હોય તો આકાશને મહત્ વિશેષણ લગાડવાની જરૂરજ નથી. તે માત્ર આકાશજ છે. તેજ રીતે જીવ જોન હોય તો ઇશ્વર પદની પણ જરૂર નથી કેવલ ચૈતન્ય બ્રહ્મજ છે, પરંતુ દેહનું અભિમાન કરી, દેહની શક્તિ પ્રમાણે જગત્‌ની વ્યવસ્થા જીવે કરી પણ દેહને લઇ તે બહુજ

લઘુમર્યાદાવાળી થઇ તેથી જીવ શક્તિની બહારની જે વ્યવસ્થા રહી તેનો પણ કોઇક નિયામક હોવોજ જોઇએ તેજ ઈશ્વર જેમ અવિદ્યાની ઉપાધિથી જીવ કહેવાયો છે તેમ માયાની ઉપાધિથીજ ઇશ્વર કહેવાય છે તે ઇશ્વરનુ સ્વરૂપ સમજાવતાં પંચદશીકાર વિદ્યારણ્ય સ્વામી કહે છે કે—

सत्वशुद्ध्यविशुद्धिभ्यां मायाऽविद्ये च ते मते।
मायाबिम्बो वशीकृत्य तां स्यात्सर्वज्ञ ईश्वर ॥

**અર્થ**—પ્રકાશાત્મક જે સત્વગુણ તેની શુદ્ધતા તથા અશુદ્ધતાને લીધે તે પ્રકૃતિ માય તથા અવિદ્યા કહેવાય છે અર્થાત્ શુદ્ધ એટલે તમોગુણ તથા રજોગુણથી અમિશ્રિત જે સત્વગુણ એનું જેમાં પ્રાધાન્ય છે તે માયા અને ઇતર ગુણોથી કલુષિત (ડોળી નાખેલ) એટલે મલિન સત્વગુણનું જેમાં પ્રાધાન્ય છે તે અવિદ્યા માયામાં પ્રતિફલિત થયેલ જે ચિદાત્મા તે માયાને પોતાને વશ રાખીને વર્તે છે. ત્યારે ઇશ્વર કહેવાય છે. ઇશ્વરથી હિરણ્યગર્ભ (બ્રહ્મા) થાય છે. હિરણ્યગર્ભથી મહતત્વ સમષ્ઠિ બુદ્ધિરૂપ વિરાટ પુરૂષ ઉત્પન્ન થાય છે. વિરાટ એટલે વિવિધ પ્રકારે વિરાજમાન્ ત્યાર બાદ મહતત્વમાંથી શુદ્ધ અહંકાર અને શુદ્ધ અહંકારથી સત્વ, રજ અને તમ એ ત્રણ ગુણો અને એ ત્રણ ગુણોના વિસ્તાર રૂપ દશ્ય જગત થયું છે. પંચ મહાભૂતથી પાંચ તન્માત્રાઓ (શબ્દ, સ્પર્શ, રૂપ, રસ ને ગંધ) તે તમો ગુણનું કાર્ય છે. રજોગુણથી કર્મેન્દ્રય અને પ્રાણ તેમજ સત્વગુણથી અંતઃકરણ અને ચોદ દેવો થયા છે. પંચ મહાભૂતોનાં પચીશ તત્વનો કોઠો પાછળ આવી ગયેલો છે.

## પાંચ જ્ઞાનેન્દ્રિય, પાંચ કર્મેન્દ્રિય ને અંતઃકરણના વિષયો તથા દેવતા.

| પાંચ જ્ઞાનેન્દ્રિય | વિષય | દેવતા |
|---|---|---|
| શ્રોત્ર | શબ્દ | દિશા |
| ત્વચા | સ્પર્શ | વાયુ |
| ચક્ષુ | રૂપ | સૂર્ય |
| જિવ્હા | રસ | વરૂણ |
| ઘ્રાણ | ગંધ | અશ્વનિ-કુમારો |

| પાંચ કર્મેન્દ્રિય | વિષય | દેવતા |
|---|---|---|
| વાક્ | વચન | અગ્નિ |
| પાણિ | આદાન (લેવુંદેવું) | ઇન્દ્ર |
| પાદ | ગમન (ચાલવું) | ઉપેન્દ્ર |
| શિશ્ન | આનંદ | પ્રજાપતિ |
| ગુદા | વિસર્ગ | મૃત્યુ |

| અંતઃકરણ ચતુષ્ટય | વિષય | દેવતા |
|---|---|---|
| મન | સંકલ્પ | ચંદ્રમા |
| બુદ્ધિ | નિશ્ચય | બ્રહ્મા |
| ચિત્ત | ચિંતન | નારાયણ |
| અહંકાર | અભિમાન | રૂદ્ર |

મહતત્વ, શુદ્ધ અહંકાર, શબ્દ, સ્પર્શ, રૂપ, રસ ને ગંધ એક એકનું કાર્ય છે જે વસ્તુ જેમાંથી ઉત્પન્ન થાય તે કારણ અને ઉત્પન્ન થયેલી વસ્તુ તે કાય. ગંધથી ઉલટી ગણના કરીએ તો પ્રકૃતિનુ સ્વરૂપ તેમજ મહતત્વથી ગણના કરીઓ તો વિકૃતિ સ્વરુપ સમજાય જેમ મહતત્વનો વિકાર શુદ્ધ અહંકાર, અહંકારનો વિકાર શબ્દ, વિગેરે આ પ્રમાણે મહતત્વથી ગંધ સમજાય પર્યંત સાત વિકૃતિઓ છે. પાંચભૂતો (પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુને આકાશ) પાંચ પ્રાણ (પ્રાણ, અપાન, વ્યાન, સમાન ને ઉદાન) પાંચકર્મેન્દ્રિ (વાક્, પાણિ, પાદ વાયુને ઉપસ્થ) અને મન મળીને સોળ વિકાર કહેવાય છે. એ કાર્ય છે તેને પણ વિકૃતિ કહે છે. ઉપર કહેલ સર્ગનું કારણ માયા છે. એ માયા સર્વની પ્રકૃતિ છે પણ કોઇની વિકૃતિ નથી. માટે શ્રુતિમાં માયાને 'અજા' કહેલી છે. अजामेकां लोहितशुक्लकृष्णाम् સત્વ, રજને તમ એવા ત્રણ ગુણવાળી અજા-માયા એક છે એવો ભાવ છે. नजायतइत्यज। જે ઉત્પન્ન થતી નથી તે અજા. માયા અજ-મા અનાદિ છે ખરી પરંતુ અનાદિ શાન્ત છે. જેને આદિ નથી તે અનાદિ. માયા આવી છતાં જ્ઞાનથી. શાન્ત થાય છે અર્થાત જતી રહે છે જેથી માયાનું સ્વરૂપ અનાદિ શાન્ત ગણાય છે. માયાજ સમગ્ર વિશ્વનું કારણ છે. પુરૂષ તો ન્યારો નિર્વિકાર છે માટે શ્રુતિ પણ કહે છે કે असंगोह्ययं पुरुषः । પુરૂષ અસંગ છે; એજ બાબત સાંખ્યશાસ્ત્ર પણ કબુલ કરે છે. असंगोऽयं पुरुषः ।

ન્યાય શાસ્ત્રમાં જીવને કર્તા, ભોકતા, જડને વિભુ માને છે વેદાન્ત જીવને વિભુ માને છે. એજ ચૈતન્યના અમે ઉપાસક

છીએ. એનુ તત્ત્વ શ્રીસદ્ગુરૂએ કૃપાદષ્ટિથી કરેલ ઇંગિતથી અમે સમજયા છીએ. કેવી રીતે સમજયા છીએ તેનો સ્ફોટ અત્રે કરવામાં આવે છે. વેદાન્તનો સંપૂર્ણ વિષય કેવળ ભાવનાગમ્ય છે. અને ભાવના શબ્દની પાર રહે છે છતાં ભાવના પર્યંત લઈ જનાર શબ્દોજ છે. તેથીજ વેદાન્તમાં શબ્દ પ્રમાણને મુખ્ય ગણવામાં આવે છે. શબ્દના અર્થ સમજવામાં પ્રકાર બે છે. (૧) શકયાર્થ (૨) લક્ષ્યાર્થ. તો પ્રથમ શકયાર્થનો વિચાર કરીએ વેદાન્ત પરિભાષાકાર કહે છે કે तादृशशक्तिविषयत्वं शक्यत्वम् ॥ એવા પ્રકારની જે શક્તિ તેમો વિષય તે શકય. અત્રે એમ સ્ફુરણ થાય કે શક્તિ કોને કહેવી. તેનો ધર્મરાજાધ્વરીન્દ્ર જવાબ આપે છે કે–शक्तिर्नामपदानामर्थेषु मुख्यावृत्तिः ॥ પદોના અર્થમાં રહેલ મુખ્યવૃત્તિ તે. શક્તિ કહેવાય છે. અથવા पदपदार्थयो र्वाच्यवाचकभावसम्बन्धः शक्तिः। પદ અને પદાર્થનો જે વાચ્ય વાચક ભાવ સમ્બન્ધ તેનુ નામ શક્તિ છે. તેમજ लक्षणा विषयो लक्ष्यः। લક્ષણાનો વિષય તે લક્ષ્ય કહેવાય છે, અને शक्य सम्बन्धः लक्षणा । શકય અથવા વાચ્યનો જે લક્ષ્યમાણ પદાર્થ સાથે સમ્બન્ધ તેને લક્ષણા કહે છે. દાખલા તરીકે કોઇ આપ્ત પુરૂષે કહ્યું કે मंडपं भोजय ॥ તે વચનને સાંભળી શ્રોતા પુરૂષ જડ મંડપમાં ભોજન કરવાની યોગ્યતાને ન જાણીને મંડપ શબ્દની મંડપમાં બેઠેલા પુરૂષમાં લક્ષણા કરે છે. ત્યાં મંડપ શબ્દનો શકય અર્થ માંડવો. તેનો પુરૂષોની સાથે સંયોગ સમ્બન્ધ છે તેનું નામ લક્ષણા છે. તે લક્ષણા બે પ્રકારની છે. (૧) કેવલ લક્ષણા. (૨) લક્ષિત લક્ષણા. તેમાં शक्यसाक्षात्सम्बन्धः केवल लक्षणा। પદના શકય અર્થનો

લક્ષ્ય અર્થની સાથે સાક્ષાત્સમ્બન્ધ તેનુ નામ કેવલ લક્ષણા એ કેવલ લક્ષણા પુનઃ ત્રણ પ્રકારની છે. (૧) જહત્ લક્ષણા (૨) અજહત્ લક્ષણા. (૩) જહત્ અજહત્ લક્ષણા તેમાં (૧) शक्यार्थ परित्यागेन तत्संबंध्यर्थांतरे वृत्तिः जहल्लक्षणा। પદના શકયઅર્થનો પરિત્યાગ કરીને, શકયઅર્થના સમ્બન્ધવાળા અન્ય પદાર્થમાં જે તે પદની લક્ષણા વૃત્તિ તેનુ નામ જહત્ લક્ષણા છે. અથવા शक्यमनन्तर्भाव्ययत्रार्थान्तरप्रतीतिस्तत्र जहल्लक्षणा। જયાં શકય અર્થને છોડીને અન્ય અર્થની ઉપસ્થિતિ થાય ત્યાં જહત્ લક્ષણા કહેવાય છે જેમ. गंगायां घोषः। ગંગામાં નેહ (ગોવાળીઆનું રહેઠાણ છે) અહિં ગંગાપદનો શકય અર્થ જલ પ્રવાહ થાય છે, જળ પ્રવાહમાં નેહ હોઈ શકે નહિ માટે શકય અર્થનો પરિત્યાગ કરીને શકય જે પ્રવાહ તેનો સમ્બન્ધી કિનારો ત્યાં નેહ છે એમ અર્થ કરવો પડે તે જહત્ લક્ષણા. (૨) शक्यार्था परित्यागेन तत्सम्बन्ध्यर्थांतरे वृत्तिः अजहल्लक्षणा। પદનાશકય અર્થનો પરિત્યાગ કર્યા વિના શકય અર્થના સમ્બન્ધવાળા અન્ય પદાર્થ વિષે તે પદની લક્ષણાવૃત્તિ તેનું નામ અજહલ લક્ષણા છે. અથવા शक्यार्थमन्तर्भाव्यैवार्थान्तरप्रतीतिस्तत्राजहल्लक्षणा। શકયાર્થને વચમાં રાખીને અર્થાન્તરની ઉપસ્થિતિ તેનું નામ અજહત્ લક્ષણા. જેમ शोणोधावति। લાલ દોડે છે. લાલ શબ્દનો શકય અર્થ લાલરંગ થાય છે. લાલ રંગ હોવાથી તે દોડી શકે નહિ. ત્યારે તે શકય અર્થને રાખીને તેમાં ઘોડો શબ્દ ઉમેરવો જેથી એ અર્થ થાય કે લાલ ઘોડો દોડે છે એમ સમજવું. એનું નામ અજહત લક્ષણા છે. (૩) शक्यैकदेशपरित्यागेनैकदेशवृत्तिः जहदजहल्लक्षणा।

પદના શક્ય અર્થના એક દેશનો પરિત્યાગકરીને એક દેશમાં જે પદની લક્ષણાવૃત્તિ છે તેનું નામ જહત્અજહત્લક્ષણા છે. અથવા विशिष्टवाचकः शब्दः एकदेशं विहाय एकदेशे वर्तते तत्र जहदजहल्लक्षणा । જયાં વિશિષ્ટવાચક શબ્દ પોતાના એક દેશનો ત્યાગ કરી એક દેશમાં પ્રવૃત્ત થાય છે તે જહદ્ અજહત્ અથવા ભાગ ત્યાગ લક્ષણા કહેવાય છે જેમ सोऽयं देवदत्त इति । આ પદનાં सः અને अयं એટલે 'તે' અને 'આ' એવા શબ્દમાં દેશકાળ વિશિષ્ટ છે. દ્દષ્ટાન્ત પ્રથમ દેવદત્ત નામના માણસને કાશીમાં શ્રીમંત સ્વરૂપે દીઠો હોય પછી તેનેજ ગુજરાતમાં ગરીબ અવસ્થામાં જોઇએ. ત્યારે આપણા મનમાં એ વિચાર આવે છે કે જે દેવદત્તને કાશીમાં શ્રીમંત તરીકે જોયો હતો તેજ દેવદત્ત ગુજરાતમાં ગરીબી હાલતમાં દેખાય છે. આમાં 'તે' અને 'આ' શબ્દનો અર્થ એક થઇ શકે તેમ નથી. કારણકે 'તે' શબ્દ દેવદત્તની કાશીમાં શ્રીમંતાઈ અવસ્થાનો બોધક છે. અને "આ" શબ્દ ગરીબાઈ હાલતનો સૂચક છે. જેથી 'તે' અને 'આ' પદ વિશિષ્ટ અર્થની એકતા થઇ શકે નહિ. માટે કાશી દેશ અને શ્રીમંત અવસ્થા તથા ગુજરાત દેશ અને ગરીબાઈ અવસ્થા બેઉબાદ કરતાં દેવદત્ત મનુષ્ય રૂપે એકજ છે. એનુંનામ એક ભાગનો ત્યાગ અને એક ભાગનું ગ્રહણ છે. એજ રીતે तत्त्वमसि મહાવાકયનો અર્થ કરવાનો છે તત્ પદજે ઈશ્વર તેની માયા ઉપાધિ અને त्वं પદજે જીવ તેની અવિદ્યા ઉપાધિ બાદ કરતાં ચૈતન્ય એકજ છે તેનું નામ ભાગ ત્યાગ:લક્ષણા છે એમ સમજી લેવું.

કેવલ લક્ષણાનું કથન કરી હવે લક્ષિત લક્ષણા સમજાવવામાં આવે છે. शक्यपरंपरासम्बन्ध लक्षितलक्षणा । પદના શક્ય અર્થનો જે લક્ષ્ય અર્થ પરંપરા સંબંધ છે તેનુ નામ લક્ષિત લક્ષણા છે. જેમ द्विरेफोरौति । બે રકાર શબ્દ કરે છે એમ સાંભળી શ્રોતા પુરૂષ બે રકાર જડ હોવાથી તેમાં શબ્દ કરવાપણુ સંભવે નહિ બે રકારનો શક્ય અર્થ વિચારી તેનો ભ્રમર પદ સાથે સમ્બંધ છે એમ જાણે છે, એટલે બે રકારનો પરંપરા ભ્રમર સાથે સમ્બન્ધ છે એમ સમજાય તેનું નામ લક્ષિત લક્ષણા છે. ૫-૬-૭-૮.

રૂઢિ, ગૌણી, લક્ષણા અને શક્તિ એ ચાર પદની વૃત્તિઓ છે તેમાંથી શક્તિ અને લક્ષણાની વાત પ્રથમ કહેવાઇ ગઇ છે, તો હવે રૂઢિનો વિચાર કરીએ समुदायशक्तिः रूढिः । પદના પ્રકૃતિ, પ્રત્યયરૂપ અવયવ સમુદાય વિષે જે અર્થબોધક એક શક્તિ છે તેનું નામ રૂઢિ શક્તિ છે. એ રૂઢિ શક્તિવાળાં પદોને શાસ્ત્રમાં રૂઢ પદ કહે છે. ગુણે કરી જે બાબત સમજવામાં આવે તે ગૌણી શક્તિ કહેવાય છે. તેનો લક્ષણામાં સમાસ કરવામાં આવે છે. કારણ કે સિંહ પદનો શક્ય અર્થ પશુ છે અને દેવદત્ત મનુષ્ય છે તેથી બેની એકતા સંભવે નહિ. સિંહમાં શૂરતા ક્રુરતા આદિ ગુણો સિંહપદથી લક્ષિત છે. ટુંકામાં દેવદત્ત સિંહ નથી પણ સિંહના જેવા ગુણવાળો છે, એ ચારે પદ વૃત્તિઓ શબ્દ બોધનું કારણ છે. તેમજ આકાંક્ષા, યોગ્યતા, સંનિધિને તાત્પર્ય એ ચારે પણ વાક્ય બોધમાં સહાયક છે. તેમાં પ્રથમ આકાંક્ષાનુ સ્વરૂપ કહે છે. पदार्थानां परस्परजिज्ञासा

विषयत्वयोग्यत्वमाकांक्षा। પદના અર્થોનું પરસ્પર જિજ્ઞાસાના વિષયત્વમાં યોગ્યપણું એ આકાંક્ષા—અથવા अन्वयानुपपत्तिः आकांक्षा। એક પદનો બીજા પદ વિના અન્વય ન સંભવે તેથી તે બેઉ પદનો જે સમભિવ્યાહાર (સમીપતા) કરવો પડે તે આકાંક્ષા.

(૨) तात्पर्यविषयीभूतसंसर्गाबाधः योग्यता। કહેવાનો જે હેતુ છે તેના વિષયીભૂત પદાર્થના સંસર્ગનો બાધ ન થવો એ યોગ્યતા, અથવા. वाक्यार्थाबाधः योग्यता। વાક્યના અર્થનો કોઇ પ્રમાણાન્તરથી બાધ ન થાય તે. યોગ્યતા.

(૩) अव्यवधानेन पदजन्यपदार्थोपस्थितिः आसत्तिः। અંતરાય રહિત પદથી ઉત્પન્ન થનારા પદાર્થની ઉપસ્થિતિ તે આસત્તિ અગર સન્નિધિ અથવા पदानामविलम्बोच्चारणं सन्निधिः। પદોનું વિલંબ રહિત જે ઉચ્ચારણ તેનું નામ સન્નિધિ છે.

तत्प्रतीतिजननयोग्यत्वं तात्पर्यम्। પદાર્થ પ્રતીતિની ઉત્પત્તિની યોગ્યતા એ તાત્પર્ય છે. એ તાત્પર્ય પણ બે પ્રકારનું છે. (૧) વક્તૃતાત્પર્ય. (૨) શબ્દ તાત્પર્ય. (૧) पुरुषाभिप्रायः वक्तृतात्पर्य। મારા આ વચનથી શ્રોતા પુરૂષને આવા અર્થનું ભાન થાય એવી જે વક્તાની ઇચ્છા તે વક્તૃતાત્પર્ય. (૨) तदर्थ प्रतीति जननयोग्यत्वं शब्दतात्पर्यम्। તે તે શબ્દ વિષે જે તે તે વાક્યાર્થ-બોધ ઉત્પન્ન કરવાની યોગ્યતા તે શબ્દ તાત્પર્ય. અને વૈદિક શબ્દોનું તાત્પર્ય તો છ પ્રકારનાં લિંગોથી જાણી શકાય છે તે છ લિંગોને નીચે પ્રમાણે વર્ણવેલ છે.

उपक्रमोपसंहारावभ्यासोपूर्वताफलम् ।
अर्थवादोपपत्ती च लिंगं तात्पर्य निर्णये ॥

**અર્થ—**ઉપક્રમ, ઉપસંહાર (૧) અભ્યાસ (૨) અપૂર્વતા (૩) ફલ (૪) અર્થવાદ (૫) ઉપપત્તિ (૬) આ છલિંગો વૈદિક શબ્દના તાત્પર્યનો નિર્ણય કરાવે છે. તેમાં ઉપક્રમ ઉપસંહારનુ લક્ષણ કહે છે. प्रकरणप्रतिपाद्यस्याद्वितीयवस्तुनआद्यंतयो. प्रतिपादनं उपक्रमोपसंहारौ । પ્રકરણ પ્રતિપાદિત જે અદ્વિતીય બ્રહ્મ વસ્તુ છે તે અદ્વિતીય વસ્તુનું પ્રકરણના આદિ તથા અંત વિષે પ્રતિપાદન તેનું નામ ઉપક્રમ, ઉપસંહાર છે. પ્રથમ પ્રતિપાદન કરવામાં આવે તે ઉપક્રમ અને અંતમાં પ્રતિપાદન કરવામાં આવે તે ઉપસંહાર.

(૨) प्रकरणप्रतिपाद्यस्य पुनः पुनः प्रतिपादनं अभ्यासः । પ્રકરણમાં પ્રતિપાદન કરેલ વસ્તુનું પુનઃ પુનઃ પ્રતિપાદન તેનુ નામ અભ્યાસ છે.

(૩) प्रकरणप्रतिपाद्यस्य मानान्तरा विषयता अपूर्वता । પ્રકરણ પ્રતિપાદિત વસ્તુ સિદ્ધિમાં શ્રુતિપ્રમાણ વિના પ્રત્યક્ષ્યાદિ પ્રમાણોનું અવિષયપણુ તેનુ નામ અપૂર્વતા છે.

(૪) प्रकरणप्रतिपाद्यस्य श्रुयमाणं तज्ज्ञानात्तत्प्राप्ति प्रयोजनं फलम् । પ્રકરણ પ્રતિપાદિત વસ્તુના જ્ઞાનથી શ્રુતિકથિત વસ્તુપ્રાપ્તિનું પ્રયોજન તેનું નામ ફલ.

(૫) प्रकरणप्रतिपाद्यस्य प्रशंसनं अर्थवादः । પ્રકરણ પ્રતિપાદિત વસ્તુની સ્તુતિરૂપ પ્રશંસા તેનું નામ અર્થવાદ.

(૬) प्रकरणप्रतिपाद्यस्य दृष्टान्तैः प्रतिपादनं उपपत्तिः । પ્રકરણ પ્રતિપાદિત વસ્તુનું અનેક દૃષ્ટાન્તોવડે કરીને જે પ્રતિપાદન તેનું નામ ઉપપત્તિ છે. તે દ્વારા શાસ્ત્ર તાત્પર્ય સમજી લક્ષ્યાથવડે દૃશ્યને છોડી સ્વસ્વરૂપ–મુક્તાત્મા મનમાં રાખી નિરતિશય આનંદનો અનુભવ કરવો જેથી સમગ્ર વિશ્વ મિથ્યા સમજાતાં સત્ય સ્વરૂપ, અખંડ, સર્વવ્યાપક બ્રહ્મનો અનુભવ દૃઢ થાય ઇતિ.

## चतुर्थपदनुं विवरण.

શ્રીકૃષ્ણચંદ્ર શ્રીમદ્‌ભગવદ્‌ગીતામાં કહે છે કે तस्माच्छास्त्रं प्रमाणं ते कार्याकार्यव्यवस्थितौ । તેથી કર્તવ્ય અને અકર્તવ્યના નિર્ણયમાં શ્રુતિ, સ્મૃતિરૂપ શાસ્ત્રોજ પ્રમાણ છે. એ શાસ્ત્રપ્રણાલિજ સ્વસ્વરૂપ–તત્ત્વજ્ઞાન ને સહજમાં સમજાવે છે. તો પ્રથમ શાસ્ત્ર કોને કહેવુ તે જાણવું જોઇએ. શાસ્ત્રનું લક્ષણ કહે છે કે–

एकप्रयोजनं प्रति निबद्धार्थजातस्य कात्स्न्र्येन प्रतिपादकोग्रंथः शास्त्रम् ।

એક પ્રયોજનને ઉદ્દેશીને અર્થનુ સંપૂર્ણ પ્રતિપાદન કરનાર ગ્રંથ તે શાસ્ત્ર. અથવા प्रवृत्तिर्वा निवृत्तिर्वा नित्येन कृतकेन वा । पुंसा येनोपदिश्येत तच्छास्त्रमभिधीयते ॥ નિત્યવડે પ્રવૃત્તિ અને અનિત્ય વડે નિવૃત્તિરૂપ ઉપદેશ જે વડે પુરૂષને કરવામાં આવે છે તે શાસ્ત્ર. વર્તમાન સમયમાં બુદ્ધિવાદનું પ્રાધાન્ય હોવાથી કેટલાએક પુરૂષોને એમ કહેતા સાંભળીએ છીએ કે અમારી બુદ્ધિને વેચીને કેવલ શાસ્ત્રને અનુસરવામાં ઠીક લાગતું નથી. પરંતુ વિચાર કરે તો તેમને સમજાય કે શાસ્ત્ર, યુક્તિ અને અનુભવ

એ ત્રણેની એકતાપૂર્વક જો ચાલવામા આવે તો જરૂર ફાયદો થાય છે. બુદ્ધિને શાસ્ત્રબંધનરૂપ મર્યાદા ન હોય તો તર્કનો પારજ આવતો નથી માટે કઇ રીતે તર્ક કરવા; તે નક્કી કરવા દોષો અને પ્રમાણોનો નિર્ણય કરવામાં આવે છે. દોષો ચાર છે (૧) આત્માશ્રય (૨) અન્યોન્યાશ્રય (૩) ચક્રિકા (૪) અનવસ્થા. તેમાં (૧) अव्यवधानेन स्वापेक्षणमात्माश्रयः । અંતરાય વિના ( બીજાની અપેક્ષા વિના ) પોતાના અસ્તિત્વમા પોતે કારણ એનું નામ આત્માશ્રય દોષ છે. દાખલા તરીકે "કોઈ કહે કે હુ મારી ખાંધ ઉપર બેસીને આવ્યો." પોતાના ખભા ઉપર પોતાથી બેશી શકાયજ નહિ તેથી તે આત્માશ્રય દોષ કહેવાય છે.

(૨) द्वयोरन्योन्यापेक्षणमन्योन्याश्रयः । બેઉને એકબીજાના આશ્રયની અપેક્ષા (જરૂર) તે અન્યોન્યાશ્રય. જેમ ઘટને પટના આશ્રયની જરૂર અને પટને ઘટના આશ્રયની જરૂર એટલે ઘટના આધારે પટસિદ્ધ થાય અને પટના આધારે ઘટ સિદ્ધ થાય વસ્તુતઃ તેમ હોય નહિ છતાં કહેવામાં આવે તો તે અન્યોન્યાશ્રય કહેવાય.

(૩) पूर्वस्य पूर्वापेक्षितमध्यमापेक्षितोत्तरापेक्षितत्त्वं चक्रकम् । પહેલાની અપેક્ષા બીજાને, બીજાની અપેક્ષા ત્રીજાને અને ત્રીજાની અપેક્ષા પહેલાને એ રીતે ચક્રપેઠે ફરે તે ચક્રિકાદોષ.

(૪) पूर्वस्योत्तरोत्तरापेक्षितत्वमनवस्था । પહેલાંનું કારણ બીજું તેનું કારણ ત્રીજું તેનું કારણ ચોથું એમ કારણોનો અંત ન આવે તે અનવસ્થા દોષ જાણવો. ઉક્ત દોષોનો સમ્બન્ધ પ્રમાણ સાથે છે. માટે પ્રમાણનું પણ વિવેચન કરવામાં આવે છે. ભિન્ન

भिन्न वादीओ प्रमाण संख्या पृथक्, पृथक् माने छे. ओकथी नवसुधी तेनी गणुना छे. पण भट्ट ७ प्रमाणो माने छे. अने वेदान्त पण तेनो स्वीकार करे छे. माटे अत्रे तो ७ प्रमाणुनुं ज निरूपण करवामां आव्यु छे. १-२-३-४.

वेदान्त परिभाषाकार कहे छे के—तानि प्रमाणानि षट् प्रत्यक्षानुमानोपमानागमार्थापत्यनुपलब्धिभेदात् । प्रत्यक्ष, अनुमान, उपमान, आगम (शब्द) अर्थापत्ति अने अनुपलब्धि ओवा भेदथी ते प्रमाणो ७ छे प्रथम प्रमाणुनुं लक्षण ओ बताव्युं छे के प्रमाकरणं प्रमाणम् । प्रमानुं जे करण-साधन-ते प्रमाण कहेवाय छे. त्यारे विचार ओ आवशे के पण प्रमा ओटले शुं ? जवाब ओ छे के बोधेद्धावृत्तिः वृत्तीद्धबोधोवाप्रमा । बोध ओटले चैतन्य, ते चैतन्यवडे इद्ध-प्रकाशीत जे वृत्ति तेनुं नाम प्रमा छे. अथवा वृत्ति विषे इद्ध ओटले प्रतिबिंबित जे. चैतन्यरूप बोध छे तेनुं नाम प्रमा छे. प्रथम प्रत्यक्षप्रमाणुनी बाबत कहे छे.

(१) इन्द्रियार्थसन्निकर्षजन्यं ज्ञान प्रत्यक्षम् इन्द्रियो अने तेना विषयना सम्बन्धथी उत्पन्न थनारु ज्ञान ते प्रत्यक्ष छे. प्रत्यक्ष प्रमाकरण प्रत्यक्षप्रमाणम् । प्रत्यक्ष ज्ञाननुं साधन ओ प्रत्यक्ष प्रमाण छे अथवा अबाधित वर्त्तमानयोग्यविषयचैतन्याभिन्नं प्रमाणचैतन्यं प्रत्यक्ष प्रमा । संसार दिशामां अबाधित तथा वर्त्तमान ने प्रत्यक्ष ने योग्य ओवो जे विषय; ते विषयावच्छिन्न चैतन्यथी अभिन्न जे प्रमाण चैतन्य छे तेनुं नाम प्रत्यक्ष प्रमा छे.

(२) अनुमान प्रमाण छे. अनुमितिकरणमनुमानम् । अनुमितिनु जे करण ते अनुमान. हवे अनुमिति ओटले शुं तेनो विचार

કરીએ. નૈયાયિકો કહે છે કે लिंगज्ञानजन्यज्ञानं अनुमितिः। લિંગના જ્ઞાન વડે જન્ય (ઉત્પન્ન થનાર) જે જ્ઞાન તે અનુમિતિ કહેવાય છે. અને વેદાન્તતો व्याप्तिज्ञानजन्यानुमितिः। વ્યાપ્તિ જ્ઞાનત્વથી વ્યાપ્તિજ્ઞાન જન્ય અનુમતિ કહેવાય છે. અર્થાત્ વ્યાપ્તિ (વ્યાપ્તિનું સ્વરૂપ આગળ કહેવાશે) જ્ઞાનથી (૧) અનુમિતિ (૨) વ્યાપ્તિ જ્ઞાનનો ધ્વંસ (અભાવ) (૩) અને વ્યાપ્તિ જ્ઞાનના અનુવ્યવસાયનું જ્ઞાન એમ ત્રણ ઉત્પન્ન થાય છે. તેમાં અનુમિતિપ્રત્યે વ્યાપ્તિ જ્ઞાનત્વેન વ્યાપ્તિ જ્ઞાન કારણ છે. વ્યાપ્તિ જ્ઞાનમાં વ્યાપ્તિજ્ઞાનત્વ ધર્મ છે. તે વ્યાપ્તિ જ્ઞાનનો અવચ્છેદક (જૂદો પાડનાર) છે. તે અવચ્છેદકાવચ્છિન્ન વ્યાપ્તિ જ્ઞાન અનુમિતિનું કારણ છે. જેમ ધૂમાડાને જોઇને અગ્નિનું જ્ઞાન થાય છે. તેમાં ધૂમ એ વ્યાપ્તિજ્ઞાન છે અને તેમાં ધૂમમાં રહેલો જે ધૂમત્વ ધર્મ તે વ્યાપ્તિ જ્ઞાનત્વેન કહેવાય છે તેના વડે અગ્નિના જ્ઞાનનું કારણ છે. એમ સમજવુ. હવે વ્યાપ્તિ એટલે શું ? अशेषसाधनाश्रयाश्रितसाध्य सामानाधिकरण्यरूपा व्याप्तिः। અશેષ (સર્વ) સાધન આશ્રયે આશ્રિત જે સાધ્ય તેની સાથે સામાનાધિકરણરૂપ ધર્મ એ વ્યાપ્તિ છે અથવા साधनसाध्ययोर्नियतसामानाधिकरण्यं व्याप्तिः। સાધન (ધૂમ) અને સાધ્ય (અગ્નિ) એ બેઉનું જે અવ્યભિચરિત સામાનાધિકરણ્ય છે તેનું નામ વ્યાપ્તિ છે. ટુંકામાં વ્યાપ્તિનો અર્થ નિયમ પણ કહી શકાય. संदिग्धसाध्यवत्त्वं पक्षता। જે સાધ્ય કરવુ હોય તે છે કે નથી એવો સંશય જેને વિષે થાય તે સ્થાનને પક્ષ કહે છે. જે સિદ્ધ કરવું હોય તે સાધ્ય કહેવાય. બેઉપક્ષને જે વાત માન્ય હોય તે દૃષ્ટાન્ત કહેવાય.

નૈયાયિકતો પ્રતિજ્ઞા (૧) હેતુ (૨) ઉદાહરણ (૩) ઉપનય (૪) નિગમન એ પાંચ અવયવોના સમુદાયને અનુમાન કહે છે. અને વેદાન્ત સિદ્ધાન્ત પ્રમાણે (૧) પ્રતિજ્ઞા (૨) હેતુ (૩) ઉદાહરણ અથવા (૧) ઉદાહરણ (૨) ઉપનય (૩) નિગમન એમ માનવામાં આવે છે.

(૩) सादृश्यप्रमाकरणमुपमानम् । સાદૃશ્ય પ્રમાનું કરણ એ ઉપમાન છે. "ગાયના જેવુ રોઝ" એ સાદૃશ્યનું દૃષ્ટાન્ત છે

(૪) आप्तोक्तवाक्यं शब्दप्रमाणम् । આપ્ત પુરૂષનાં કહેલાં વચનો તે શબ્દ પ્રમાણ છે. યથાર્થ જ્ઞાન જાણનાર આપ્ત પુરૂષ કહેવાય છે.

(૫) उपपाद्यज्ञानेनोपपादककल्पनमर्थापत्तिः । ઉપપાદ્ય સાધ્યના જ્ઞાનથી ઉપપાદકની કલ્પના એ અર્થાપત્તિ છે. જેના ન હોવાથી જેની સિદ્ધિ નથી તે સ્થળે તે ઉપપાદક છે. જેમ રાત્રીએ ભોજન કર્યા વિના દિવસે નહિ ખાનાર મનુષ્યમાં સ્થૂલતા સિદ્ધ થઇ શકતી નથી. આમાં રાત્રીભોજન ઉપપાદક છે ને સ્થૂલતા ઉપ-પાદ્ય-સાધ્ય છે. જેના વિના જેનો સંભવ નથી તે તેનો ઉપપાદક છે. તે દ્વારા અર્થાપત્તિ સિદ્ધ થાય છે.

(૬) ज्ञानकरणाजन्याभावानुभवासाधारणमनुपलब्धिरूपं प्रमाणम् । જ્ઞાનના કરણથી અજન્ય છતાં અભાવના અનુભવમાં અસાધારણ કારણ તે અનુપલબ્ધિ પ્રમાણ છે.

અત્રે પ્રમાણોની દિશા માત્ર બતાવી છે વિશેષ જાણવા ઇચ્છનારે વેદાન્તના અન્ય પરિભાષાદિક ગ્રંથો જોવા. ૫-૬-૭.

પ્રાચીન પુરૂષોનો એ સિદ્ધાન્ત છે કે लक्षणप्रमाणाभ्यां वस्तुसिद्धिः। લક્ષણ અને પ્રમાણથી વસ્તુની સિદ્ધિ થાય છે. તેજ રીતે ઈશ્વર

સ્વરૂપને સમજાવવામાં લક્ષણ ઉપયોગી છે. જ્ઞાતા પુરૂષોએ લક્ષણનું પણ લક્ષણ કહેલું છે. असाधारणधर्मो लक्षणस्य लक्षणम्। અસાધારણ (જેના વિના વસ્તુની સિદ્ધિજ ન થાય) ધર્મ એ લક્ષણનું લક્ષણ છે. દાખલા તરીકે આંખ વિના રૂપનું ભાન થઇ શકે નહિ માટે રૂપ જોવામાં આંખ એ અસાધારણ કારણ છે. લક્ષણના પુનઃ બે ભેદ છે. (૧) તટસ્થ લક્ષણ (૨) સ્વરૂપ લક્ષણ તેમાં.

(૧) कादाचित्कत्वेसति व्यावर्तकं तटस्थलक्षणम्। કાદાચિત્ક (કોઇ વખત હોય કોઇ વખત ન હોય તેને કાદાચિત્ક કહે છે) છતાં એક પદાર્થથી જૂદો પાડીને જણાવે તે તટસ્થ લક્ષણ કહેવાય છે. જેમ કોઇ માણસ દેવદત્તને ઘેર જવા નીકળે તેણે તે જોયું ન હોય પછી તે બીજાને પૂછે કે દેવદત્તનું ઘર કયાં છે? તેજ વખત દેવદત્તના ઘર ઉપર કાગડો બેઠો હોય તેથી પુરૂષ જવાબ આપે છે કે કાગડાવાળું દેવદત્તનું ઘર. કાગડો કાંઇ નિત્ય દેવદત્તના ઘર ઉપર હોતો નથી કોઇકજ વખત હોય છે પણ જયારે હોય છે ત્યારે બીજાના ઘરથી દેવદત્તના ઘરને જૂદુ પાડી બતાવે છે તેનું નામ તટસ્થ લક્ષણ છે તેજ પ્રમાણે સૃષ્ટિની ઉત્પત્તિ, સ્થિતિને લય ઇશ્વરમાં થાય છે માટે જગત્ કારણત્વ એ પરમાત્માનું તટસ્થ લક્ષણ છે.

(૨) स्वरूपं सत् व्यावर्तकं स्वरूपलक्षणम्। સ્વરૂપમાં રહીને બીજાથી તેને જૂદું પાડે તે સ્વરૂપ લક્ષણ કહેવાય. દાખલા તરીકે પાંચ સાત માણસનું એક ટોળું ચાલ્યું જતું હોય તેમાં એક યજ્ઞદત્ત નામનો માણસ હોય તેને કોઇ શોધતો આવે ને પૂછે કે

યજ્ઞદત્ત ક્યાં છે? તેને જાણનારો જવાબ આપે છે કે પેલા ટોળામાં જે શ્યામ રંગવાળો તે યજ્ઞદત્ત–યજ્ઞદત્તની શ્યામતા એ સ્વરૂપ લક્ષણ છે. કારણ કે તેમાં સદા રહે છે જૂદી પાડી શકાતી નથી તેમ ઇશ્વર સચ્ચિદાનંદ છે. એ તેમનું સ્વરૂપ લક્ષણ છે. કારણ સત્, ચિત્, અને આનંદ એ તેમનાથી જૂદાં પડીજ શકતા નથી માટે સ્વરૂપ લક્ષણ કહેવાય છે

જે લક્ષણો બાંધવામાં આવે તે સદોષ છે કે નિર્દોષ છે એ જોવાને તે ઉપર ત્રણ દોષ ગણવામાં આવેલ છે જો લક્ષણ ત્રણ દોષ કે એકાદ દોષગ્રસ્ત હોય તો તે અશુદ્ધ કહેવાય છે અને સર્વ દોષ રહિત હોય તો તે લક્ષણ શુદ્ધ કહેવાય છે માટે તે ત્રણ દોષ પણ જાણવા જોઇએ.

(૧) અતિ વ્યાપ્તિ (૨) અવ્યાપ્તિ (૩) અસંભવ એ ત્રણ પ્રકારના દોષો છે તેનાં સ્વરૂપ નીચે મુજબ છે.

(૧) लक्ष्यवृत्तित्वमत्यलक्ष्यवृत्तित्व अतिव्याप्तिः। પોતાના લક્ષ્યમાં રહેતાં છતાં અલક્ષ્યમાં પણ જાય એ અતિવ્યાપ્તિ દોષ કહેવાય જેમ શીંગડાંવાળી ગાય, આમાં અતિવ્યાપ્તિ છે એટલે શીંગડાં માત્ર ગાયનેજ હોય છે એમ નહિ પણ બકરાં અને ભેંસોને પણ હોય છે. શીંગડાં એ લક્ષણ પોતાના લક્ષ્ય ગાયમાં રહેતાં છતાં અલક્ષ્ય ભેંસ, બકરાંદિમાં પણ ગયુ માટે અતિવ્યાપ્તિ દોષવાળું ગણાય.

(૨) लक्ष्यैकदेशावृत्तित्वमव्याप्तिः। લક્ષ્યના એક દેશમાં રહે તે અવ્યાપ્તિ. જેમ કપિલાગાય, સર્વ ગાયો કપિલા હોય નહિ કોઇ કોઇજ હોય, માટે તે પોતાના લક્ષ્ય ગાયોમાં વ્યાપ્યું નહિ તેથી અવ્યાપ્તિ દોષ દૂષિત કહેવાય.

(૩) लक्ष्यमात्रावृत्तित्वमसंभवः । પોતાના લક્ષ્યમાં બીલકુલ ન રહે તે અસંભવ દોષ કહેવાય જેમ એક ખરીવાળી ગાય કોઇ પણ ગાયને એક ખરી હોયજ નહિ સર્વની ખરીમાં ફાટ હોય છે માટે એક ખરીવાળું લક્ષણ કોઈપણ ગાયને વિષે સંભવેજ નહિ.

વેદાન્તમાં તાદાત્મ્ય અને સંયોગ સમ્બન્ધનુ કથન છે ત્યારે નૈયાયિકો સમવાય સમ્બન્ધ પણ માને છે. સંસારના દશ્ય પદાર્થોનો સંયોગ સમ્બન્ધ માન્યો છે, અને બ્રહ્મનો સર્વની સાથે તાદાત્મ્ય સમ્બન્ધ માન્યો છે. અને તાદાત્મ્ય સમ્બન્ધને સમજાવતાં કહે છે કે भिन्नत्वे सति अभिन्नसत्ताकत्वं तादात्म्यम । ભિન્ન છતાં અભિન્ન સત્તાવાળું દેખાય તે તાદાત્મ્ય. જેમ અગ્નિ અને લોખંડ બેઉ જૂદાં છે છતાં અગ્નિ સાથે લોખંડ રહે તો એ અગ્નિ જેવું થાય છે. એટલે તેમાં પણ બાળવાની શક્તિ આવે છે તેનુ નામ તાદાત્મ્ય સમ્બન્ધ કહેવાય છે. બે વસ્તુનો સંયોગ તે સંયોગ સમ્બન્ધ જેમ બે આંગળીઓનો મેળાપ नित्यसम्बन्धः समवायः જેનો નિત્ય સમ્બન્ધ તે સમવાય. કહેવાય જેમ જાતિ અને વ્યક્તિનો, ગુણગુણીનો સમ્બન્ધ નૈયાયિક સમવાય માને છે. સ્વરૂપમાં સમવાય અને તટસ્થ લક્ષણમાં સંયોગ સમ્બન્ધ હોય છે.

स्वाश्रयव्यामोहकर्ता अविद्या । પોતાને આશ્રયે રહેનારને મોહ કરે તે અવિદ્યા. એ અવિદ્યા ચાર પ્રકારની છે. (૧) અનાત્મામાં આત્મબુદ્ધિ, (૨) અપવિત્રમા પવિત્રબુદ્ધિ, (૩) અનિત્યમાં નિત્ય બુદ્ધિ, (૪) દુઃખમાં સુખબુદ્ધિ.

ઉપર જેનુ વિવેચન કર્યું તેવા પ્રકારની બુદ્ધિ થવામા

કારણ અધ્યાસ છે શાસ્ત્રકાર અધ્યાસનું સ્વરૂપ કથન કરે છે કે स्मृतिभिन्नत्वे सति पूर्वदृष्टाभिन्नत्वे सति परत्र परावभासोऽध्यासः। સ્મૃતિથી જૂદું છતાં, તેમજ પૂર્વે જોયેલુ હોય તેનાથી પૃથક્ છતાં એક વસ્તુમાં બીજી વસ્તુનો ભાસ તેનુ નામ અધ્યાસ છે. એ અધ્યાસના ચાર ભેદ છે. (૧) અજ્ઞાના ધ્યાસ, (૨) કાર્યાધ્યાસ, (૩) અર્થાધ્યાસ, (૪) જ્ઞાના ધ્યાસ.

(૧) अहं न जानामि। હુ જાણુતો નથી આવા પ્રકારની બુદ્ધિ એ અજ્ઞાનાધ્યાસ કહેવાય છે.

(૨) देहोऽहम्। દેહ તે હું છું એવો નિશ્ચય તે કાર્યાધ્યાસ કહેવાય છે.

(૩) प्रमाणाजन्यज्ञानविषयत्वेसति पूर्वदृष्टत्वानधिकरणं अर्थाध्यासः। જે પદાર્થ પ્રમાણવડે અજન્ય જ્ઞાનનો વિષય હોય તથા પૂર્વ દષ્ટત્વ ધર્મનું અધિકરણ ન હોય. તે પદાર્થ અર્થાધ્યાસ કહેવાય છે, જેમ છીપમાં રૂપું દેખાય છે. તે અર્થાધ્યાસ છે. કારણ કે શુક્તિને રૂપારૂપે વિષય કરનાર ( જાણનાર ) इदंरजतं। આ રૂપું; એવા પ્રકારનું જે જ્ઞાન તે જ્ઞાન અપ્રમારૂપ હોવાથી કોઇ પણ પ્રમાણ જન્ય નથી. તેમજ આપણે જોયું. તે પહેલા તે રૂપુ તેમાં ( છીપમાં ) હતું નહિ. તેથી તે રજત પૂર્વ દષ્ટત્વ ધર્મનું અનધિકરણ પણ છે. માટે એ રજત અર્થાધ્યાસ છે.

(૪) अतस्मिंस्तद्बुद्धिः ज्ञानाध्यासः। તે વસ્તુના અધિકરણને અયોગ્ય એવા અધિકરણમાં તે વસ્તુની બુદ્ધિ છે. તેનું નામ જ્ઞાનાધ્યાસ છે. જેમ વાસ્તવિક અંતઃકરણાદિ રૂપ અનાત્મના અધિકરણને અયોગ્ય જે આત્મા તેને વિષે જે આત્મબુદ્ધિ તનુ

નામ જ્ઞાનાધ્યાસ છે. સ્વસ્વરૂપનું જ્ઞાન થતાં અવિદ્યાનો નાશ થાય છે. એટલે સર્વ ભેદનો ઉપશમ થતાં વૃત્તિબ્રહ્માકાર થાય છે. ત્યારે સંપૂર્ણ વિશ્વ ૐ પરમાત્મ સ્વરૂપ દેખાય છે. ૧૩-૧૪-૧૫

વેદાન્તનો એ સિદ્ધાન્ત છે કે વૃત્તિ બ્રહ્માકાર થાય ત્યારેજ યથાર્થ જ્ઞાન થયું કહેવાય. તો પ્રથમ એ વિચાર કરીએ કે વૃત્તિ કોને કહેવી? तैजसमन्तःकरणमपि चक्षुरादिद्वारानिर्गत्य घटादि विषयदेशं गत्वा घटादि विषयाकारेण परिणमते स एव परिणामो वृत्तिः। સૂક્ષ્મ સ્વચ્છ વાસનારૂપ અંતઃકરણ ચક્ષુદ્વારા બહાર નીકળી ઘટાદિ વિષય દેશમાં જઈ તે વિષયાકારે પરિણામ પામે છે તે પરિણામને વૃત્તિ કહે છે. એ વૃત્તિ વિષયમાં ચાર પ્રકારના અભાવ છે. (૧) પ્રાગભાવ, (૨) પ્રધ્વંસાભાવ, (૩) અન્યોન્યાભાવ (૪) અત્યંતાભાવ તેના સ્વરૂપ નિચે પ્રમાણે છે.

(૧) प्रतियोगिजनकाभावः प्रागभावः। ઘટના અભાવનો પ્રતિયોગી (વિરોધી) ઘટ, તેનો જનક-ઉત્પન્ન કર્તા માટી; તે માટીમાં પ્રથમ ઘડાનો જે અભાવ અર્થાત્ ન હોવાપણું તેનું નામ પ્રાગભાવ કહેવાય છે.

(૨) उत्पत्तिमान् अभावः प्रध्वंसाभावः। ઉત્પત્તિવાળાનો જે અભાવ તેનું નામ પ્રધ્વંસાભાવ છે. જેમ ઘડો ઉત્પન્ન થયા પછી લાકડીના પ્રહારથી નાશ થઇ જાય તે પ્રધ્વંસાભાવ કહેવાય.

(૩) इदमिदं नेति प्रतीति विषयोऽन्योऽन्याभावः। આ (ઘડો) તે આ (વસ્ત્ર) નહિ એવા પ્રકારનું જે જ્ઞાન તેનું નામ અન્યોન્યાભાવ.

(૪) यत्राधिकरणे यस्य कालत्रयेऽप्यभावः सोऽत्यन्ताभावः। જે

આધિકરણમાં જેનો ત્રણે કાલમાં ભાવ ન હોય તે અત્યંતાભાવ કહેવાય જેમ પવનમાં રૂપ છેજ નહિ અથવા જ્ઞાન સ્વરૂપ, નિર્વિકાર આત્મામાં જગત છેજ નહિ. આત્મા સર્વથી ન્યારોજ છે. આ વાત અહંતા મમતા મેલનારજ સમજી શકે છે. મુકુન્દમાં મળી આત્મ ભાવનાને આગળ રાખી વ્યવહાર કરનાર આનંદને અનુભવે છે. ને તેનેજ સંપૂર્ણ વિશ્વ વિશ્વંભર સ્વરૂપે ભાસે છે. ૐ ૧૬--૧૭-૧૮-૧૯.

---

# पंचम पदनुं विवरण.

આત્મા અખંડ છે. તેના દેશથી, વસ્તુથી કે કાળથી વિભાગ થતા નથી. અર્થાત પરિચ્છેદાતીત છે. માટે પ્રથમ દેશ, કાળ અને વસ્તુ પરિચ્છેદનો વિચાર કરીએ.

(૧) अत्यंताभावप्रतियोगित्वं देशपरिच्छेदः। અત્યંતાભાવનો પ્રતિયોગી-વિરોધી-તે દેશ પરિચ્છેદ દાખલા તરીકે કચ્છ દેશમાં રણ છે અને ગુજરાતમાં રણનો અત્યંતાઅભાવ છે એ અત્યંતાભાવનું પ્રતિયોગી રણ કચ્છ દેશમાં છે ને, ગુજરાત દેશમાં નથી માટે રણદેશ પરિચ્છેદ કહેવાય, અને આત્મા સર્વત્ર વ્યાપક છે. માટે તે દેશ પરિચ્છેદ રહિત છે.

(૨) ध्वंसप्रागभावप्रतियोगित्वं कालपरिच्छेद। ધ્વંસના પ્રાગભાવનો પ્રતિયોગી તે કાલ પરિચ્છેદ. જેમ ભાઇ બીજ કાતક માસમાં આવે છે ને કાર્તિક માસનો ધ્વંસ-નાશ કરી માર્ગશીષ માસ આવે છે એટલે કાર્તિક માસના ધ્વંસમાં માર્ગશીષનો

પ્રાગભાવ છે તે પ્રાગભાવનો પ્રતિયોગી માર્ગશીર્ષ માસ છે તેમા ભાઇ બીજ નથી એટલે ભાઇ બીજ કાલ પરિચ્છેદવાળી કહેવાય આત્મા સર્વકાળમાં છે માટે તે ભેદાતો નથી.

(૩) अन्योन्याभावप्रतियोगित्वं वस्तुपरिच्छेदः । અન્યો-અન્ય -પરસ્પર-એક બીજાના અભાવના પ્રતિયોગી તે વસ્તુ પરિચ્છેદ કહેવાય જેમ ઘડો એ વસ્ત્ર નથી અને વસ્ત્ર એ ઘડો નથી. ઘટાભાવનો પ્રતિયોગી ઘટ છે, અને વસ્ત્રાભાવનો પ્રતિયોગી વસ્ત્ર છે તેથી તે વસ્તુઓ પરિચ્છેદવાળી છે. આત્મા સર્વ વસ્તુઓમાં છે માટે તે વસ્તુ પરિચ્છેદ યુક્ત નથી. નામરૂપ વાળી સંપૂર્ણ સૃષ્ટિમાં અસ્તિ, ભાતિ, ને પ્રિય સ્વરૂપે આત્મા રહેલો છે તે સર્વનો સાક્ષી છે. સાક્ષીનું લક્ષણ સમજાવતાં પ્રાજ્ઞો કહે છે કે उदासीनत्वे सति बोद्धा साक्षी । ઉદાસીન છતાં પાસે રહીને જાણનારો હોય તે સાક્ષી કહેવાય.

દષ્ટિગોચર થતી સૃષ્ટિનો સંપૂર્ણ વ્યવહાર ત્રિપુટીથી ચાલે છે, કર્તા, કર્મ અને ક્રિયા; એ ત્રિપુટી છે. નખથી શીખા પર્યંત વ્યાપી રહેલી જે અંતઃકરણની વૃત્તિ તે કર્તા છે, અને તેજ અંતઃકરણની વૃત્તિનું ઇન્દ્રિય દ્વારા બહાર આવવું તે ક્રિયા. અને તેજવૃત્તિ વિષયાકાર થાય એ કર્મ છે. તેવીજ રીતે પ્રમાતા, પ્રમાણ અને પ્રમેય તથા જ્ઞાતા, જ્ઞાન અને જ્ઞેય, તેમજ ધ્યાતા, ધ્યાન અને ધ્યેય એ ત્રિપુટીઓ છે. વિરાટ સ્વરૂપમાં ભૂર્લોક, ભુવર્લોક, સ્વર્લોક, મહલોક, જનલોક, તપલોક, અને સત્ય લોક-એ સાત ઉપરના લોક છે. તેમજ અતલ, વિતલ, સુતલ, રસાતલ, તલાતલ, મહાતલ અને પાતાલ એ સાત લોક નીચેના

છે એ સર્વનો આધાર અને અધિષ્ઠાન પણ પરમાત્માજ છે સર્વ જગત્ પરમાત્માની સત્તાથી દેખાય છે. માટે તે આધાર અને સંપૂર્ણ વિશ્વ તેનામાં લય પામી જાય છે માટે અધિષ્ઠાન કહેવાય છે. આ સર્વ પ્રભાવ માયાની છાયાનો છે, જે માયાનું સ્વરૂપ આગળ કહેવાઇ ગયું છે. પરમાત્માની સત્તાથી સંસારની સત્તા પૃથક્ નથી માટે જગત્ પરમાત્મારૂપ છે. ૨–૩–૪.

માયાને અઘટિત ઘટના પટીયસી કહે છે, અર્થાત્ ન ઘટીશ. કે ત્યાં પણ ઘટાવે એવું તેનું પાટવ ચતુરાઇ છે, તે માયાથી છૂટીને વાસના ત્યાગ કરવા માટે તત્ત્વબોધની ખાસ જરૂર છે. જેમ જેમ તત્ત્વબોધ દૃઢ થતો જાય છે તેમ વાસના છૂટતી જાય છે, વાસના છૂટતાં મનનો નાશ થાય છે. વાસના ક્ષય, મનોનાશ, અને તત્ત્વજ્ઞાન દૃઢ થતાં; વ્યાસાદિ મહર્ષિઓ કહે છે કે ત્યારે મનુષ્ય કૈવલ્ય ધામ–મોક્ષ–પામે છે. વૃત્તિ બ્રહ્માકાર થતાં સંપૂર્ણ વિશ્વ પણ બ્રહ્મ સ્વરૂપે ભાસે છે. ૫–૬.

ભિન્ન ભિન્ન દર્શનકારોએ સૃષ્ટિનાં કારણો પણ જૂદાં જૂદાં માન્યાં છે તેમાં પ્રથમ કારણ કોને કહેવું તેજ વિચારીએ अनन्यथासिद्ध कार्यनियत पूर्ववृत्ति कारणम्। અનન્યથા સિદ્ધ કાર્યની પહેલાં રહેનાર તે કારણ. જેમ ઘડાનું કારણ માટી છે. તે અનન્યથા સિદ્ધ છે એટલે માટી વિના બીજી રીતે ઘડો થઇ શકે નહિ. વળી તે કાર્યની પહેલાં નિયમ પૂર્વક હોવું જોઇએ. એ કારણને નૈયાયિકો ત્રણ પ્રકારનાં માને છે.

(૧) ઉપાદાન અથવા સમવાયિ કારણ. (૨) અસમવાયિકારણ. (૩) નિમિત્ત કારણ यत्समवेतं कार्यमुत्पद्यत तत्समवायि कारणम्। જે કાર્યમાં મળીને કાયને ઉત્પન્ન કરે તે સમવાયિ

કારણ છે. દાખલા તરીકે માટી એ ઘડાનું સમવાયિ કારણ છે. એટલે માટીજ ઘડાના રૂપમાં મળીને ઘડારૂપે દેખાય છે તેથી માટી એ ઘડાનું સમવાયિ અથવા ઉપાદાન કારણ છે.

(૨) कार्येन कारणेन वा सहैकस्मिन्नर्थे समवेतत्वे सति कारणम समवायि कारणम् । કાર્ય અગર કારણની સાથે મળી એક અર્થમા મળનાર કારણ તે અસમવાયિ કારણ. જેમ કાર્ય એટલે પટ વસ્ત્ર અને કારણ એટલે તંતુ; તંતુઓ વસ્ત્રમાં મળીને અગર તંતુઓ પરસ્પર મળીને જે કાર્ય થાય તેમાં તે અસમવાયિ કારણ કહેવાય.

(૩) तदुभयभिन्न कारणं निमित्तकारणम् । એ બેઉથી જૂદું ત્રીજું નિમિત્ત કારણ છે. કુંભાર એ ઘડાનું નિમિત્ત કારણ છે, કેટલાએક ઉપાદાન અને નિમિત્ત એવાં બે કારણ માને છે અને વેદાન્ત અભિન્ન નિમિત્તોપાદાન કારણ માને છે. ૭-૮-૯.

ઇશ્વરનું સ્વરૂપ સમજાવતા સંક્ષેપ શારીરકકારપણુ કહે છે કે—सत्वगुणप्रधानकारणमायायां विक्षेपलक्षणायां. प्रतिबिम्बितश्चिद्धातु-तद्गताभासाविविक्ततया तत्पदवाच्य ईश्वरो भवति । સત્વગુણ પ્રધાન માયાની વિક્ષેપ શકિતમાં ચિદ્ ધાતુનું પ્રતિબિંબ પડે છે તે અને ચેતનમાં રહેલો આભાસ એ તત્પદ વાચ્ય ઇશ્વર કહેવાય છે. અને ચૈતન્ય, આભાસ અને અવિદ્યા મળીને જીવ કહેવાય છે. એ બેઉથી શુદ્ધ ચૈતન્ય ન્યારૂં છે. તે સત્, ચિત્ અને આનંદરૂપ છે તેની ઠીક ઠીક સમજણ બ્રહ્મવેત્તાઓજ બતાવે છે. અને જગતને અનિત્ય ગણે છે. પરમાત્મ સ્વરૂપને સમજવા જ્ઞાનની સાત ભૂમિકાઓ છે તેને પણ સાથે સાથે સમજી લઇએ. ૧૦-૧૧.

શ્રુતિ કહે છે કે क्रतुमयोऽयं पुरुषः । આ પુરૂષ ભાવનામય છે, અને અમુક પ્રકારની બંધાઈ ગએલી ભાવના એકાએક ફેરવી શકાતી નથી. તેને માટેજ શાસ્ત્રકારોએ અમુક પ્રકારની યોજનાઓ કરેલી છે. એ ભાવના જેમ જેમ ફરતી જાય તેમ તેમ જીવનો વિકાસ થતો જાય છે. તેનેજ જ્ઞાનની સપ્તભૂમિકાઓ કહેવામાં આવે છે, તે જ્ઞાન ભૂમિકાનું વર્ણન શ્રી યોગવાસિષ્ઠમાં નીચે મુજબ કર્યું છે.

**ज्ञानभूमिः शुभेच्छाख्या प्रथमा समुदाहृता ।**
**विचारणा द्वितीया तु तृतीया तनुमानसा ॥**
**सत्त्वापतिश्चतुर्थीस्यात्ततो संसक्ति नामिका ।**
**पदार्थाभाविनी षष्ठि सप्तमी तुर्यगा स्मृता ॥**

અર્થઃ—જ્ઞાનની પ્રથમ ભૂમિકા શુભેચ્છા છે. હું કોણ છું? ક્યાંથી આવ્યો છું? શા માટે આવ્યો છું? મારૂં કર્તવ્ય શું? આ સંસારમાં શું. જન્મવુ, જીવવું, કમાવું અને ખાવું એટલા માટેજ મનુષ્ય જન્મ હશે? અગર તેનો કોઈ વિશેષ હેતુ પણ હશે? એવા વિચાર થઇ મનુષ્ય જન્મ સાર્થક કરવાની ઇચ્છા થવી એ શુભેચ્છા નામે પ્રથમ ભૂમિકા છે.

(૨) સુવિચારણા—શુભેચ્છાનું બળ વધતાં સત્શાસ્ત્ર અને સંત પુરૂષોનો સમાગમ કરવાનું મન થાય છે. સત્સંગમાંથી મનુષ્ય જીવનને સફલ કરવા કર્મ, ઉપાસના જ્ઞાનદ્વારા આગળ વધવાનો ક્રમ સમજાય છે. પછી જેમ વિચાર વધતો જાય છે તેમ તેમ વૃત્તિઓને વિષયમાંથી પાછી વાળી ઇશ્વર તરફ જોડવા

લાગે છે. જેથી તત્વ અભ્યાસ વૃદ્ધિ પામતો જાય છે અને અનેક પ્રકારની સાધક બાધક યુક્તિઓથી વિચાર કરવા લાગે છે. ત્યારે સુવિચારણા નામની બીજી ભૂમિકામાં પ્રવેશ થાય છે.

(૩) **તનુમાનસા**—શુભેચ્છા અને સુવિચારણાના અભ્યાસનું બલ દઢ થતાં એક પ્રકારનુ મનોબળ દઢ થાય છે જેને લઇને બહારના શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ એ પાંચ વિષયોનું બંધન શિથિલ થવા લાગે છે. તેમજ પ્રથમ મનમાં સ્થૂલ વાસનાનો જે વેગ હતો તે ઘસાઇને તનું-સૂક્ષ્મ થવા લાગે છે. જેમ જેમ માનસ સૂક્ષ્મ થાય છે તેમ વિચાર કરવાની શક્તિ પણ વૃદ્ધિ પામે છે. એટલે પ્રથમ જે વિચારો સ્થૂલને ભેદીને પાર જઇ શકતા નથી તે પછીથી સ્થૂલ ન પારના પ્રદેશમાં ઉડવા લાગે છે. એટલે તનુમાનસા નામની ભૂમિકામાં પ્રવેશ થયો છે એમ વિચારવાનને અનુભવ આવે છે.

(૪) **સત્વાપત્તિ**—શુભેચ્છામાં શ્રવણ, સુવિચારણામાં મનન અને તનુમાનસામાં નિદિધ્યાસન એ ત્રણ હોય છે. શ્રવણાદિકની દઢતાં થતાં નિદિધ્યાસનનું બળ જયારે વૃદ્ધિ પામે છે ત્યારે તમો ગુણ અને રજોગુણ દબાઇ જતાં સત્વનું બળ વૃદ્ધિ પામવા લાગે છે. તેના યોગે જ્ઞાનનો આવિર્ભાવ થાય છે એટલે પછી સૃષ્ટિના વિચારો કરતાં પરમાત્માના વિચારો આગળ પડતા આવે છે અને સંસાર સ્વપ્નવત સમજાય છે. આવા પ્રકારની સ્થિતિ તે સત્વાપત્તિ કહેવાય છે.

(૫) **અસંસક્તિ**—ચોથી અવસ્થાના પરિપાકથી બાહ્યાભ્યાંતર વિષય અને તેના સંસ્કારોના સ્પર્શથી રહિત, અસંગ

રૂપ સમાધિના પરિપાકરૂપ વૃદ્ધિને પ્રાપ્ત થતાં, નિરતિશયાનંદરૂપ બ્રહ્માત્મભાવનાનો સાક્ષાત્કાર તેથી જે દશા થાય છે તેને અસંસક્તિ ભૂમિકા કહે છે.

**(૬) પદાર્થાભાવિની**—ઉપરની ભૂમિકાનો કાલે કરી પરિપાક થતાં સર્વ પદાર્થોનો અભાવ થવો. દેહયાત્રાની સિદ્ધિ પણ પ્રારબ્ધ બીજાને પ્રેરણા કરી યત્ન પરાયણ કરે અને તેના યત્નથી થાય, નહિ તો સ્વરૂપમાંજ સ્થિર રહે એ પદાર્થાભાવિની ભૂમિકા કહેવાય છે.

**(૭) તુર્યાવસ્થા**—એ સ્થિતિમાં કેવળ બ્રહ્મભાવનાજ મુખ્ય હોય છે. સંસારનું ભાન બીજાના યત્નવડે પણ થતું નથી એવી બ્રહ્મનિષ્ઠ અવસ્થા તે તુર્યભૂમિકા.

ચોથી ભૂમિકામાં રહેલા પુરૂષો 'વર' કહેવાય છે. શુકદેવ અને શ્રીશંકરાચાર્ય વિગેરે પુરૂષો એ ભૂમિકામાં સ્થિત રહી કાર્ય કરી ગયા છે. પાંચમી અને છઠ્ઠી ભમિકામાં રહેનારા વરીયાન્ કહેવાય છે. જડભરત, દત્તાત્રય વિગેરે પુરૂષો એમાં સ્થિત હતા. સાતમી ભૂમિકામાં રહેનારા વરિષ્ઠ કહેવાય છે તેજ રીતે બ્રહ્મવિદ્ પુરૂષોને બ્રહ્મશ્રોત્રિય અને બ્રહ્મનિષ્ટ એવા વિશેષણો પણ લગાડવામાં આવે છે. ઉક્ત ભૂમિકામાં સ્થિત થએલા પુરૂષોને આ સંપૂર્ણ વિશ્વ ૐપરમાત્મા સ્વરૂપે ભાસે છે એજ વિવર્ત ન્યાય છે. અધિકારી પુરૂષ પોતાના અધિકાર પોષક સદ્ગુણોનું સેવન કરતો કરતો જેમ જેમ પોતાની વૃત્તિઓને પરમાત્મા તરફ વાળતો જાય છે તેમ તેમ તેને આજ સંસાર કોઈ જૂદાજ સ્વરૂપમાં સમજાવા લાગે છે. ૧૨-૧૩-૧૪.

પરમાત્મા એકજ છે એ વાત ઉપનિષદોમાં અનેક પ્રકારેજ સમજાવેલી છે. તેજ રીતે પરમાત્મા સર્વ પ્રકારના ભેદથી રહીત છે એ બાબત અત્રે કહે છે. પરમાત્મા એક હોવાથી તેમાં સ્વગત; સ્વજાતિય કે વિજાતીય ભેદ નથી. (૧) સ્વગત ભેદ એટલે પોતાનો ભેદ–જેમ આપણા એક શરીરમાં હાથ, પગ, મુખ વિગેરે ભેદો છે. આવા ભેદ આકારવાળામાં હોઇ શકે આત્માને કોઇ પ્રકારનો આકાર નથી માટે તેમાં સ્વગત ભેદ નથી. (૨) સ્વજાતિય ભેદ એટલે પોતાની જાતિનો ભેદ જેમ બ્રાહ્મણ એકજ જાતિ છે તેમાં ઔદિચ્ય, નાગર, શ્રીમાળી, શ્રીગોડ વિગેરે ભેદો છે. તેવા ભેદ પણ આત્મામાં નથી. (૩) વિજાતિય ભેદ એટલે જેમ મનુષ્ય એકજ જાતિ છે તેમાં બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર, એ વિજાતીય ભેદો છે. આત્મામાં તેવા પ્રકારના ભેદ નથી. જેમ આત્મામાં કોઇ પ્રકારનો ભેદ નથી તેમ આત્મા વિષે કોઇ પ્રકારનો વિકાર પણ નથી. અર્થાત્ આત્મા શુદ્ધ છે.

આત્મસત્તાને સમજાવવા માટે સત્તા પણ ત્રણ પ્રકારની માની છે. (૧) પારમાર્થિક સત્તા (૨) વ્યાવહારિક સત્તા (૩) પ્રાતિભાસિક સત્તા. તેમાં-त्रिकालाबाध्यत्व सत्यत्वम्। ત્રણે કાલમાં જેનો નાશ થઈ શકતો નથી તે સત્ તેનુંજ બીજું નામ પારમાર્થિક સત્તા છે.

(૨) आगन्तुकदोषजन्य: प्रातीतिक:। કોઈ આવી પડેલા દોષથી ઉત્પન્ન થનારી સત્તા તે પ્રાતિભાસિક સત્તા. છીપમાં રૂપું દેખાય છે તે તથા સ્વપ્નના પદાર્થો પ્રાતિભાસિક છે.

(૩) प्रातीतिकभिन्नः व्यावहारिकः। પ્રાતિભાસિક અને પાર-માર્થિક સત્તાથી ભિન્ન તે વ્યાવહારિક સત્તા.

આત્મામાં જે ઉપાધિ છે તેથી ઉપહિત કહેવાય છે. ઉપાધિ જુદી પાડવી હોય ત્યારે પડી શકે છે. વિશેષણવાળું તે વિશિષ્ટ કહેવાય છે. વિશેષ જૂદું પાડી શકાતું નથી. એ રીતે ઉપહિત અને વિશિષ્ટમાં ભેદ છે.

વિશિષ્ટ જીવની સાત અવસ્થાઓ છે તે નીચે મુજબ. (૧) અજ્ઞાન (૨) આવરણ (૩) ભ્રાન્તિ (૪) પરોક્ષ જ્ઞાન (૫) અપરોક્ષ જ્ઞાન (૬) શોકનાશ (૭) અત્યંત હર્ષ. આ સાતે અવસ્થાઓ જીવની છે આત્માની એકે અવસ્થા નથી. માનવના અંતઃકરણો ભિન્ન ભિન્ન સંસ્કારોથી સંસ્કૃત હોવાથી તેમના અધિકારમાં ન્યૂનાધિકતા રહે છે તે પર ધ્યાન રાખી અધિકારની વૃદ્ધિ કરવા માટે કર્મ, ઉપાસના અને જ્ઞાન એવા ત્રણ કાંડ રાખેલા છે. તેનું સેવન કરવાથી અધિકારની વૃદ્ધિ થઇ તત્ત્વ-જ્ઞાન સમજવાની યોગ્યતા આવે છે.

વેદાન્તીઓ પાંચ પ્રકારના ભેદને સ્વીકારી પછીથી તેને દૂર કરી આત્મતત્ત્વ એક ને અખંડ છે એમ સમજાવે છે. તે ભેદ નીચે મુજબ છે. (૧) જીવ બ્રહ્મનો ભેદ (૨) જીવ જીવનો ભેદ (૩) જીવ જડનો ભેદ. (૪) જડ જડનો ભેદ. (૫) જડ ઇશ્વરનો ભેદ. એ પાંચે પ્રકારના ભેદનું સમાધાન નીચે મુજબ છે.

(૧) જેમ બિંબ પ્રતિબિંબનો ભેદ મિથ્યા છે. તેમ જીવ બ્રહ્મનો ભેદ મિથ્યા છે.

(૨) જેમ અનેક ઘટાકાશના ભેદ પરસ્પર મિથ્યા છે તેમ જીવનો પરસ્પર ભેદ મિથ્યા છે.

(૩) જેમ સ્વપ્નના જીવોનો અને સ્વપ્નના ઘટાદિક પદાર્થોનો ભેદ મિથ્યા છે તેમ જીવ જડનો ભેદ પણ મિથ્યા છે.

(૪) જેમ રજ્જુમાં કલ્પિત સર્પ દંડાદિકનો અથવા સ્વપ્નના પદાર્થોનો પરસ્પર ભેદ મિથ્યા છે તેમ જડ પદાર્થોનો પરસ્પર ભેદ મિથ્યા છે.

(૫) જેમ રજ્જુ અને કલ્પિત સર્પનો ભેદ તથા સાક્ષી ચેતનનો અને સ્વપ્ન પ્રપંચનો ભેદ મિથ્યા છે. તેમ જડ જગત અને ઇશ્વરનો ભેદ મિથ્યા છે.

ઉપર કહેલ યુક્તિઓથી જયારે સર્વ ભેદ મિથ્યા પ્રતીત થવા લાગે છે ત્યારે અભેદાનંદ વિલસી રહે છે. એટલે સ્વરૂપાકારની વધતાં ખુમારી અખિલ વિશ્વ ૐ પરમાત્મા રૂપ દેખાય છે ૧૫ થી ૨૧.

---

## षष्ठ पदनुं विवरण.

વેદાન્તનો વિષય કેવલ ભાવના ગમ્ય છે. ભાવના શબ્દની પાર રહે છે. છતા મનુષ્યની વૃત્તિને ભાવના તરફ વાળવામાં શબ્દોજ ઉપયોગી છે અને તેના પર્યાયોનો ઉપયોગ કરવામાં આવ્યો હોય છે "શબ્દો જુદા જુદા છતાં જેનો અર્થ એક થાય તે પર્યાય કહેવાય" પ્રથમ ટુકમા સગુણ નિર્ગુણના એકત્ર પર્યાય લખ્યા છે પરંતુ અત્રે તો વ્યવસ્થાસર લખ્યા છે. (૧) સગુણ (૨) સાકાર (૩) સાવયવ (૪) દ્વૈત (૫) અનેક

એ બધા સગુણવાચક છે અને (૧) નિર્ગુણ (૨) નિરાવયવ (૩) નિરાકાર (૪) અદ્વૈત (૫) એક, એ સર્વ નિર્ગુણના પર્યાય છે જ્ઞાન, વિજ્ઞાન, સમજણ, બોધ, પ્રતીતિ, ઉપલંભ એ સર્વ જ્ઞાનના પર્યાય છે. માયા, અવિદ્યા, અજા, અજ્ઞાન એ અજ્ઞાનના પર્યાય છે. ૧–૨,

તત્ત્વજ્ઞાનનો વિષય એટલો તો ગહન છે કે તે એકાએક સમજણમાં ઉતરતો નથી માટે તેને સમજાવવા પ્રાજ્ઞ પુરૂષોએ ઘણા પ્રકાર ગોઠવ્યા છે તેમાં એક ખ્યાતિની બાબત પણ આવે છે. ખ્યાતિની વ્યાખ્યા કરતાં કહે છે કે ख्यातिर्नाम भानं व्यवहारश्च । ખ્યાતિ એટલે ભાન અને તે પ્રમાણે થતો વ્યવહાર. જૂદા જૂદા મતવાળા ખ્યાતિનાં સ્વરૂપ પણ ભિન્ન ભિન્ન કહે છે. (૧) શૂન્યવાદી અસત્ ખ્યાતિને માને છે (૨) વિજ્ઞાનવાદી આત્મખ્યાતિ સ્વીકારે છે (૩) નૈયાયિક અન્યથાખ્યાતિ કબુલ કરે છે (૪) પ્રાભાકરો અખ્યાતિને અનુસરે છે (૫) રામાનુજીઓ સતખ્યાતિ માને છે (૬) વેદાન્ત અનિર્વચનીયખ્યાતિને અવલંબે છે તે સર્વ ખ્યાતિઓનું વર્ણન નિમ્ન રીત્યા છે.

(૧) શૂન્યવાદી અસત્ ખ્યાતિનું સ્વરૂપ કહે છે કે यत्र यदध्यासस्तस्यैव विपरीतधर्मत्वकल्पना असत्ख्यातिः । જેમાં જેનો અધ્યાસ ,તેનાજ વિપરીત ધર્મની કલ્પનાએ અસત્ખ્યાતિ. જેમ દોરડીમાં સર્પ અત્યંત અસત્ છે. એવા અત્યંત અસત્ સર્પની દોરડી દેશમાં પ્રતીતિ થાય છે તેનેજ અસત્ ખ્યાતિ કહે છે.

(૨) વિજ્ઞાનવાદી કહે છે કે अन्यत्रान्यधर्माध्यासः आत्मख्यातिः । બીજે ઠેકાણે અન્યના ધર્મનો અધ્યાસ એ આત્મખ્યાતિ. વિજ્ઞાન

વાદીઓ એમ માને છે કે છીપ દેશમાં તથા બીજા સ્થળમાં બુદ્ધિની બહાર કયાંઇ પણ રૂપું નથી. સર્વ પદાર્થ બુદ્ધિરૂપ છે. બુદ્ધિથી ભિન્ન છેજ નહિ. બુદ્ધિજ સર્વ પદાર્થોનું સ્વરૂપ ધારણ કરે છે તે બુદ્ધિ ક્ષણિક વિજ્ઞાન રૂપ છે. ક્ષણ ક્ષણમાં નાશ થનાર અને ઉત્પન્ન થનાર છે. દીપ શીખાવત (દીવાની શીખાની પેઠે) તેનેજ આત્મખ્યાતિ કહે છે.

(૩) भ्रमस्थले दोषवशाद्देशान्तरस्थं वस्तु पश्यति अन्यथाख्यातिः । ભ્રાન્તિવાળા સ્થળમાં દોષને લઇને દેશાન્તરમાં રહેલી વસ્તુ દેખાય તેનું નામ અન્યથાખ્યાતિ. નૈયાયિક ને વૈશેષિકનો એવો મત છે કે રાફડામાં રહેલો સાચો સર્પ નેત્રના દોષથી સન્મુખ દેખાય છે. વચ્ચે અંતરાય હોય તો પણ દોષબળથી દેખાય છે. એ અન્યથા ખ્યાતિ છે. ચિન્તા મણિકાર—આ બાબતમાં એટલો સુધારો કરે છે કે દોષવાળા નેત્રથી રાફડામાંનો સર્પ દેખાય તો વચ્ચે રહેલા બીજા પદાર્થ પણ દેખાવા જોઇએ. પણ તેમ બનતુ નથી માટે દોષયુક્ત નેત્રથી રાફડામાંનો સર્પ નહિ કિન્તુ દોરડીમાંજ સર્પનો જ્ઞાનાધ્યાસ થાય છે. તેને અન્યથા ખ્યાતિ કહે છે

(૪) यत्र यदध्यासः तद्विवेकाग्रह निबन्धनोभ्रमः अख्याति । જયાં જેનો અધ્યાસ થાય ત્યાં તેનો વિવેક ન રહે તેથી જે ભાન થાય તે અખ્યાતિ. જેમ દોરડીમાં સર્પની ભ્રાન્તિ થાય છે ત્યાં દોરડીથી નેત્રનો પોતાની વૃત્તિ દ્વારા સમ્બન્ધ થાય છે. ત્યારે રજ્જુનું इदं (આ) રૂપથી સામાન્ય જ્ઞાન થાય છે. તથા સર્પની સ્મૃતિ થાય છે "આ સર્પ છે" એ વાકયમાં બે જ્ઞાન

છે. (૧) 'આ' અંશ રજ્જુના સામાન્ય પ્રત્યક્ષ જ્ઞાનનો છે. (૨) 'સર્પ' એ સર્પની સ્મૃતિ રૂપ જ્ઞાન છે. ઉપર કહેલાં બે જ્ઞાન છે પણ ભય દોષ પ્રમાતામાં અને તિમિર દોષ પ્રમાણમાં છે તેથી પુરૂષને એ વિવેક રહેતો નથી કે મને બે જ્ઞાન થયાં છે બેઉ જ્ઞાન યથાર્થ છે પણ એક સામાન્ય અને બીજું સ્મૃતિ રૂપ છે એ વિવેક થતો નથી એટલે ભ્રમ થાય છે તેનું નામ અખ્યાતિ છે.

(૫) यत्र यत्प्रतीति तत्सतएवेति सत्ख्यातिः । જે સ્થળમાં જેની પ્રતીતિ તે સતજ છે એનું નામ સત્ ખ્યાતી છે. રામાનુજીઓ એમ માને છે કે સર્વ વસ્તુમાં સર્વના અવયવો છે તેથી છીપમાં સત્ રૂપે રહેલા રૂપાના અવયવો દોષથી દેખાય છે માટે ભ્રમ સ્થળમાં સત ખ્યાતિ છે. પરંતુ આ વાતની સંગતિ બેસતી નથી. કેમકે છીપમાં રૂપું સત્ય હોય તો नेदंरजतम् આ રૂપું નથી એવો બાધ થવો ન જોઇએ. પણ છીપનું ભાન થતાં બાધ થઈ જાય છે વળી અસત્ હોય તો દેખાય નહિ ને સત્ હોય તે બાધ થાય નહિ માટે ઉભય રૂપતામાં પરસ્પર વિરોધ રહેલો છે તેથી સત્ ખ્યાતિ માન્ય કરવા યોગ્ય નથી.

(૬) અનિર્વચનીય ખ્યાતિ વેદાન્તને માન્ય છે. તેનુ સ્વરૂપ સમજતાં પહેલાં ઉપર જે ખ્યાતિઓ કહેવામાં આવી છે તેની અસંગતિ વિચારી લઇએ, અસત ખ્યાતિમાં દોષ એ છે કે જે વસ્તુ અસત હોય તે દેખાયજ નહિ. છતાં દેખાય એમ માની એ તો વંધ્યા પુત્રની પ્રતીતિ થવી જોઇએ પણ તે દેખાતો નથી. તેમ સસલાનાં શૃંગ પણ દેખાતાં નથી. માટે અસત્ ખ્યાતિ દોષ દૂષિત છે.

(૨) ક્ષણિક વિજ્ઞાનજ સર્પાદિ આકારને ધારણ કરતું હોય તો સર્પાદિ એકજ ક્ષણ દેખાવાં જોઇએ, પણ તેમ બનતું નથી તેથી આત્મખ્યાતિ દોષગ્રસ્ત છે.

(૩) જ્ઞેયાનુસારજ જ્ઞાન થાય છે જ્ઞેય રજ્જુ અને સર્પનું જ્ઞાન એકથન બહુજ વિરૂદ્ધ છે માટે અન્યથા ખ્યાતિ પણ ઠીક નથી.

(૪) તેમજ સામે પડેલી દોરડીમાં સર્પનું જ્ઞાન ન માને તો પુરૂષ ભય પામીને નાસે છે તે થવું ન જોઇએ. પણ તેમ થાય છે માટે રજ્જુમાંજ સર્પ દેખાય છે. પૂર્વે જોએલા સર્પ-જ્ઞાનની સ્મૃતિએ વાત ઠીક નથી તેથી અખ્યાતિવાદિનું મત અસંગત છે.

(૫) સત્ ખ્યાતિની અસંગતિ પ્રથમ કહેવામાં આવેલ છે.

(૬) વેદાન્ત અનીર્વચનીય ખ્યાતિ માને છે આચાર્યશ્રી તેનું સ્વરૂપ કથન કરે છે કે-स्मृतिरूपः परत्रपूर्वदृष्टावभासः । સ્મૃતિના જેવું, પૂર્વના દર્શનથી પરને વિષે અવભાસ થાય તે અનિર્વચનીય ખ્યાતિ. તેનો વિશેષ ખુલાસો એ છે કે જયાં દોરડીમાં સર્પની ભ્રાન્તિ થાય છે ત્યાં અંતકરણની વૃત્તિ નેત્રદ્વારા નીકળી રજ્જુ સાથે સમ્બન્ધવાળી થાય છે પણ અંધકારાદિ દોષ પ્રતિ-બંધક હોવાથી રજ્જુ સમાનાકાર વૃત્તિ થતી નથી તેથી રજ્જુના આવરણનો ભંગ થઇ રજ્જુનું જ્ઞાન થઇ શકતું નથી તેથી રજ્જુ ચેતનમાં સ્થિત જે અવિદ્યા છે તેમાં ક્ષોભ થાય છે. એટલે અવિદ્યા સર્પાકારે પરિણામ પામે છે તે અવિદ્યાનું કાર્ય સર્પ સત્ હોય તો દોરડીના જ્ઞાનથી તેનો બાધ થવો ન જોઇએ પણ

બાધ થાય છે માટે સત્ નથી અને અસત્ હોય તો વંધ્યાપુત્રની પેઠે દેખાવો ન જોઇએ પણ દેખાય છે તેથી અસત્ પણ ન કહેવાય માટે સત્ અસત્થી વિલક્ષણ અનિર્વચનીય છે. તેજ અનિર્વચનીય ખ્યાતિ.

વેદાન્તનો એ સિદ્ધાન્ત છે કે સર્વત્ર પરિપૂર્ણ એક અખંડ આત્મા છે તેમાં સંસાર છે તે કલ્પિત છે. એ કલ્પના હરકોઇ રીતે દૂર થઇ માનવનો મનોભાવ બ્રહ્મસ્વરૂપનું અનુસંધાન પામે તેને માટેજ અનેક પ્રકારની પ્રક્રિયાઓ છે. પ્રક્રિયાઓ દરેક સારીજ છે છતાં જે અધિકારીને જે પ્રક્રિયાની મદદથી આત્મતત્ત્વનું અનુસંધાન થાય તેને માટે તે વધારે ઉત્તમ છે. એમ સમજી તત્ત્વ જિજ્ઞાસુઓએ બહુ વાદવિવાદ કરવો નહિ. પણ જે રીતે પોતાને સમજણ પડે તે રીતે વૃત્તિને સ્વરૂપના અનુસંધાન પરાયણ કરવી. અધિકારીપર દૃષ્ટિ રાખી ચાર પ્રકારના વાદ કહેલા છે. (૧) દૃષ્ટિ સૃષ્ટિવાદ (૨) અવચ્છેદવાદ (૩) આભાસવાદ (૪) પ્રતિબિંબવાદ. તેમાં (૧) દૃષ્ટિ સૃષ્ટિવાદ વસિષ્ટ સિદ્ધાન્તાનુસાર છે. તેમાં બહાર દૃષ્ટિમાં સૃષ્ટિ દેખાય છે અને આંતરદૃષ્ટિમાં સૃષ્ટિ દેખાતી નથી. એ દૃષ્ટિ સૃષ્ટિવાદ છે. (૨) અવચ્છેદવાદની રીતે અંતઃકરણાવચ્છિન્ન ચૈતન્ય એ જીવ છે. અંતઃકરણ અવચ્છેદક ( જૂદું પાડનાર ) છે. (૩) આભાસવાદમાં આભાસનું અધિક ગ્રહણ કરવામાં આવે છે. તેથી અંતઃકરણ, આભાસ અને ચૈતન્ય ત્રણે મળીને જીવ કહેવાય છે અને (૪) પ્રતિબિંબવાદમાં અંતઃકરણમાં ચૈતન્યનું પ્રતિબિંબ પડે છે એ પ્રતિબિંબવાદ છે.

અત્રે વાદોનાં નામ માત્ર દર્શાવ્યા છે. વિશેષ જાણવા ઇચ્છનારે વેદાન્તના ગ્રંથો જોવા. જેને શુદ્ધ ચૈતન્ય કહેવામાં આવે છે તે તો એકજ છે. એ ભાવના જ્યારે મનમાં સંપૂર્ણ ભરાય છે ત્યારે સંસાર સર્વથા નિવૃત્ત થાય છે એજ યથાર્થ મોક્ષ છે માટે પરમાત્મ સ્વરૂપનુંજ સતત ચિંતન કરવું અને ભેદભાવને ભૂલવા યત્ન કરવો તેજ બાબત **સ્વરાજ્ય સિદ્ધિ** કાર પણ કહે છે. એ તેનાં વચનો કહીને આ વિષયને પૂર્ણ કરીશું. ॐ

**अब्धिर्यथा जलधरै रपनीयनीतो**
**नद्यादिभावमुदधित्वमतिं जहौ स्वाम् ।**
**एवं भवानुपाधिभिः खलु विस्मृतः स्वं**
**सब्द्रह्म तत्त्वमसि संस्मर पूर्णभावम् ॥**

**અર્થ**:—વાદળાંઓથી સોસાઇને સમુદ્ર જેમ નદી આદિ ભાવને પામતાં સમુદ્ર બુદ્ધિને વિસરી જાય છે એમજ તું ઉપાધિથી તને પોતાને વીસરી ગયો છે પણ તું તે સદ્રુપ બ્રહ્મ છે. પૂર્ણ ભાવને ઠીક કરીને સંભાર.

ॐ तत्सत्.



# શુદ્ધિપત્ર.

| પૃષ્ઠ. | પંક્તિ. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૪ | ૧૭ | અથ | અર્થ |
| ૪ | ૧૮ | તર્ક | તર્ક |
| ૬ | ૧ | વિવત્ત | વિવર્ત્ત |
| ,, | ,, | સવ | સર્વ |
| ,, | ૧૯ | શ્રાત્ર | શ્રોત્ર |
| ૭ | ૧૨ | વિવત્ત | વિવર્ત્ત |
| ૯ | ૧૦ | વિવત્ત | વિવર્ત્ત |
| ૧૦ | ૧ | પદાથ | પદાર્થ |
| ,, | ૯ | અથ | અર્થ |
| ૧૬ | ૩ | ભાસે સઘળું | ભાસે છે સઘળું |
| ,, | ૧૦ | સવ | સર્વ |
| ૧૮ | ૩ | દુખથી | દુઃખથી |
| ,, | ૧૨ | વિવત્ત | વિવર્ત્ત |
| ૨૦ | ૨ | આધકાર | અધિકાર |
| ૨૦ | ૧૫ | ચતુર્વિધિ | ચતુર્વિધ |
| ૨૨ | ૪ | તીવ્રજ | તીવ્ર |
| ,, | ૯ | ઉપનિદો | ઉપનિષદો |
| ,, | ૧૪ | कस्या | कस्य |
| ,, | ૨૧ | નિદેશ | નિર્દેશ |

| | | | |
|---|---|---|---|
| ૨૩ | ૧૫ | સપ | સર્પ |
| ૨૪ | ૧૨ | दशोभ्यजस्त | दशोभ्यस्त |
| ,, | ૧૫ | સમાવેદ | સામવેદ |
| ૨૫ | ૯ | નારાદ | નારદ |
| ૨૬ | ૨૦ | સ્થિતિ | સ્થિત |
| ૨૭ | ૧૮ | આધકાર | અધિકાર |
| ,, | ૨૧ | આધકારી | અધિકારી |
| ,, | ૨૨ | આધકાર | અધિકાર |
| ૨૮ | ૩ | કે | કે |
| ૨૯ | ૨ | प्रभुवेत् | प्रभवेत् |
| ,, | ૧૧ | પૂણુ | પૂર્ણ |
| ,, | ૧૨ | કમ | કર્મ |
| ૩૦ | ૧૮ | ब्रह्मनन्द | ब्रह्मानन्द |
| ,, | ૧૯ | युग्म | युष्म |
| ૩૧ | ૯ | સમુદ્રથી | સમુદ્રથી |
| ૪૦ | ૧ | સ્પશન | સ્પર્શન |
| ૪૧ | ૩ | પ્રમામાદ | પ્રમાદ |
| ,, | ૧૩ | સપત્તિ | સંપત્તિ |
| ,, | ૧૫ | ।क्ष: | मोक्षः |
| ૪૨ | ૨૩ | માનસીક | માનસી |
| ૪૩ | ૪ | युक्रिभि | युक्तिभि |
| ૪૬ | ૧ | ઐશ્વય | ઐશ્વર્ય |
| ૪૭ | ૩ | દીઘકાળ | દીર્ઘકાળ |

| | | | |
|---|---|---|---|
| ૪૮ | ૧ | વાંત | વાત |
| ૪૯ | ૫ | કાય | કાર્ય |
| " | ૬ | સંપૂણ | સંપૂર્ણ |
| " | ૧૯ | निवर्न्य | निवर्त्य |
| " | ૨૧ | નિવત | નિવર્ત |
| ૫૦ | ૧૨ | અથ | અર્થ |
| " | ૧૫ | " | " |
| ૫૩ | ૯ | તુય | તુરીય |
| " | ૧૫ | અથ | અર્થ |
| ૫૫ | ૬ | સવત્ર | સર્વત્ર |
| ૫૬ | ૧૯ | સમન | સમાન |
| ૫૯ | ૧૪ | 'રવ | રવં |
| ૬૦ | ૨૧ | કમેન્દ્રય | કર્મેન્દ્રિય |
| ૬૨ | ૩ | કાય | કાર્ય |
| " | ૧૬ | શાન્ત | સાન્ત |
| " | ૧૮ | શાન્ત | સાન્ત |
| ૬૩ | ૮ | विषयत्वं | पिषयत्वं |

## यति मुकुन्दाश्रमजीकृत पुस्तको.

---

શ્રી કૈવલ્યકુંચી, નવા વર્ષનું બજેટ, તત્ત્વાદર્શ ત્રણ પુસ્તકો ફરી છપાવવાનાં છે. કોઇ વિદ્યાપ્રેમીની ઇચ્છા હોય તો તેમણે નીચેના શિરનામે પત્રવ્યવહાર કરવો.

દર્પદલન–(મહા કવિશ્રી ક્ષેમેન્દ્ર કૃત સંસ્કૃત કાવ્ય અનુવાદ) અનુવાદકઃ–સાહિત્ય વાચસ્પતિ દયાશંકર–ખંભાત, મૂલ્ય (૦–૮–૦).

પત્રવ્યવહાર–(સનાતની ને સમાજીઓનો)

| | |
|---|---|
| વેદાન્ત સાર. | સુરતા સ્વયંવર. |
| સત્યસુધા. | ગૃહસ્થની ગાઇડ. |
| વૈધવ્યધર્માદર્શ. | શ્રી સનાતનધર્મની પડતી |
| શ્રીવેદાન્તપ્રક્રિયા. | નાં કારણો. |

ઉપરનાં (દર્પદલન સિવાયનાં) પુસ્તકો હવે સુધીઃ ૦–૧–૦ આનાની ટીકીટ મોકલનારને બુકપોષ્ટ મોકલવામાં આવશે.

**સ્વામી પ્રણવાશ્રમ.**

ઠે. ચંદનલક્ષ્મી પાઠક

ખંભાત.